poet should adapt the language to the Sentiment as well as to the Scenery, and resist the temptation of being carried away by a love of mere beautiful expressions .

A little reflection will show that of the nine Sentiments (*Rasas*) *Shanta* and *Shringara* are the only two that can figure prominently in a poem of this class. *Shanta* is presumably more suitable to a Description of Scenery than *Shringara*. But the latter being a more agreeable Sentiment, and better suited to the effects of the climate of the country upon the mind of man, it has been the ambition of the writer to blend his Descriptions with this Sentiment. The best Sanskrit Poets, and their Prakrit followers, have sanctioned the same course, which has now been favourite with the people.

There are not a few of the Modern Critics, who will express a horror at the very name of *Shringara*. They look upon it, as a universal Corrupter of Morality. No doubt a careless writer, who takes up this Sentiment, may drift into expressions tending to corrupt the morals. But then, it is his carelessness that should be found fault with, and not

the Sentiment itself. Such a writer should be aware that he has taken upon himself a double responsibility, and should be prepared to face it with a double energy. With a chaste vocabulary, careful selection, and choice combinations, a writer will not find it difficult to steer clean.

But this circumstance, so necessary to maintain the dignity of Expression, has rendered the language of the poem rather difficult, and the work itself a little repulsive. With the permission of the author and of the editor of the *Swadesha vatsala*, I have added a copious vocabulary at the end, and inserted foot-notes, giving the metrical measures and quoting parallel passages from received Sanskrit authors to justify the Sentiments and Expressions of the author. It is feared, the parallel passages quoted in the foot-notes may be taken to expose the author to the charge of plagiarism and want of originality. But the reader will easily see the hand of the author and of the annotator. How natural, how elegant, and how felicitous is the author! It would be uncharitable to suppose that he translated the several passages, unconnected and often incoherent.

The task would be almost impracticable, if one were to try it.

The text, here presented to the public, differs in some places from that of the *Swadeshavatsala,* and on comparing the two, it will not be difficult to see why the original reading was rejected, and the present one preferred.

At the express desire of the publisher, the notes have been limited in their extent. It would have been easy for me to illustrate and support every Expression of the author with explanations and criticisms, and point out the beauty of the poet's ideas and of his composition, by references to the aphorisms laid down by Sanskrit writers on *Sahitya,* —Prakrit languages generally, and the Gujrati in particular, wanting in works of this class. I shall try to do so, however, if the poem be required to go through a second edition.

THE EDITOR.



૩૯૫૪

॥ विद्यैवगरीयसि ॥

# अथवर्षावर्णनम्

## रथोद्धतावृत्तम्

સંગિને સતત સૌખ્ય આપતો,
વિપ્રયોગિ જનને મુઝાવતો;
ભોગિને વિવિધ કામભોગદા,
આવિયો સુતનુ ! મેઘકાળ આ. ૧

## उपजातिवृत्तम्.

રવિ પ્રભાતે ઉદયાદ્રિ પાસે,
વૈડૂર્યની કાન્તિ સમાન ભાસે;
ઉન્મત્ત થૈ વાયુ અસહ્ય વા'ય,
ઝાંખા ઉડચે રેણુ દિનો જણાય. ૨

---

(૧) આમાં વર્ષારંભ પ્રથમ કરવાનું કારણ એ છે કે ઋતુવર્ણન એ એક શૃંગારરસપ્રાધાન્ય ખંડકાવ્ય છે. વર્ષા શૃંગારનું ઉત્પત્તિ સ્થાન છે. નાયક, નાયિકા પ્રત્યે વર્ણવે છે. આખું કાવ્ય સંબોધન રૂપે ચાલે છે. **રથોદ્ધતા વૃત્ત** અથવા છંદ, માપ "રાનરાલગુ"વડે રથોદ્ધતા. (૨) **ઉપજાતિ**= "જો ઇન્દ્રવજ્રાપદ મેળવાય,
ઉપેન્દ્રવજ્રા ઉપજાતિ થાય." આ વૃત્તથી માંડિ વર્ષાનાં ચિન્હ શરૂ થાય છે. द्रुतकनकनिकाशःस्निग्धवै-

ન તાપ એકે ક્ષણ શાન્ત થાયે,
મનુષ્ય પક્ષી પશુ પીડ પામે;
વસુન્ધરા તાપ વિશેષ પામી,
વાન્તિ કરે સર્પ પિપીલિકાની. ૩

આતાપથી વ્યાકુલ પક્ષિવર્ગ,
તૃષાતુરા ચાતક ને મયૂર;
વિજ્ઞપ્તિ કર્તા ઘનને વિશેષ,
ગજાવિ મૂકે વનના પ્રદેશ. ૪

પ્રભાતમાં પર્વત સાનુ પાસ,
અલોક્ય થાયે રવિનો પ્રકાશ;
આવા દિસે કજ્જલરાશિ જેવા,
ઇચ્છે પશુ સ્થાન તજી ન જાવા. ૫

વલ્લીતણાં પલ્લવ ઉર્ધ્વ જાય,
સૂર્યાંશુ વિસ્તીર્ણ થતાં જણાય;
નિશાસમે ગર્જન સંભળાય,
વિયોગિઓનાં હ્રુદયો દળાય. ૬

નિશામુખે દર્દુર શબ્દ થાય,
મત્સ્યો તજી વારિ તટે પળાય;
કપોતનાં નેત્ર સમાન લાલ,
શશાઙ્કબિમ્બે પરિવેશ થાય. ૭

---

ड्र्यकान्तिः (इतिवराहमिहिरः) આ પણ વૃષ્ટિ ચિન્હ છે.
(૫)गिरयोंजनपुञ्जसन्निभाः(૭)परिवेषाःशशिनश्चवृष्टिदाः

પ્રાચીતણો શીતસમીર વા'ય,
ઈશાનની વિદ્યુત પીત થાય;
દિગન્તરો અમ્બરથી છવાય,
સમીપ મેઘધ્વનિ સંભળાય. ૮

રિઝાવવાને વસુધાભિલાષી,
વિલાસ વર્ષા કરતો વિલાસી;
સ્વામીનઆવ્યાપણમેઘઆવ્યો,
નિરાશ થૈ પાન્થિકની પ્રિયાઓ. ૯

નદીતણાં વારિ થતાં મલીન,
નવામ્બુએ આર્ત જણાય મીન;
કૃષીવલો સર્વ પ્રમોદ પામ્યા,
તૃષાતણું ચાતક દુઃખ વામ્યા. ૧૦

મયૂર, વર્ષાઋતુના વિલાસી,
* કરેવને તાણ્ડવ હર્ષ પામી;
મતંગજો વાસ વસુન્ધરાની,
લેતા વનોમાં પળતા અગાડી. ૧૧

---

(૮) પૂર્વનો વાયુ વૃષ્ટિનું ચિન્હ છે. पवनःपुरतश्चशीतलो। यदिसलिलस्यतदागमोभवेत॥ પીત વિદ્યુત ધાન્યોત્પત્તિનું શુભ ચિન્હ છે. पीताभवतिसस्याय दुर्भिक्षायासिताभवेत् (इति-महाभाष्ये) (૯) મેઘકાળમાં પરદેશી ઘેર આવે છે, તેમ છતાં નહિં આવેલાની પ્રોષિતા નિરાશ થઇ. कःसन्नद्धेविरहविधुरां.

કલાપિનાં વૃન્દ થકી ભરેલા,
કેકા સ્વરે ગર્જિત થૈ રહેલા;
શીળા સુવાસી પવને સુહાતા,
પ્રમોદદા પર્વત દેશ થાતા. ૧૨

છવાઈ જેની ક્ષિતિ ઈન્દ્રગોપે,
લિલાં લિલાં જ્યાં તરૂવૃન્દ શોભે;
લે છે હવે જ્યાં કમલા વિરામ,
એવાં વનો છે નયનાભિરામ. ૧૩

## मृदंगछन्दः

તપ્તા નિદાઘ મહિ આકુલ સર્વ અંગથી,
તૃપ્તિમતી વસુમતી થઈ મેઘ સંગથી;
પ્રેમાન્ધ થૈ જલદસંગ વિહાર જ્યાં* કર્યો,
લૈ સૌખ્ય ગર્ભ મહિમાનિનિએ પછી ધર્યો. ૧૪

પાકેલ જમ્બુતરૂયુક્ત વિભાગ અદ્રિના,
શોભે યથા મુખથિનીલઉરોજ ભૂમિના;
સર્વાંગભાગ બદલાઇ જવાથિ મેદિની,
સંપૂર્ણગર્ભવતિ ભાસતિ દોહૃદા સમી. ૧૫

---

त्वय्युपेक्षेतजायां ( मेघदूतम् ) (११) હાથીઓ ભૂમિ-માંથી નીકળતી વાસ લેતા વનોમાં ફરેછે. करीवासिक्तंपृश-तैःपयोमुचां ( रघुवंशम् )

* નૃત્યો કરે પૂર્ણ પયોદ પામી.

## ગીતિ.

ક્ષામ થતા અવયવથી, પ્રસવકાળને સમીપ સૂચવતી;
વિરામ મેઘે લીધો, ક્ષિતિપ્રિયાને પ્રમાણિ મંદ થતી. ૧૬

## वंशस्थवृत्तम्.

મુખશ્રિયે પાણ્ડુપિયંગુ પુષ્પ શી,
શરીરથી દૂર્બલ રમ્ય ભાસતી;
રિઝી રસા સાગરનન્દની સમી,
*સુતાવનશ્રી પ્રસવે સભાગિણી. ૧૭
દિને દિને વૃદ્ધિ વનશ્રી પામતી,
યથા તરૂચ્છાય દિનાવસાનની;

---

(૧૩) ઈન્દ્રગોપ=ગોકળગાય વર્ષામાં થાય છે. वराङ्गनेवक्षितिरिन्द्रगोपकैः॥(ऋतुसंहारम)ચોમાસામાં લક્ષ્મી વનમાં વાસ કરે છે 'લક્ષ્મી મુકિ કલમને ગઇ ખેતરોમાં'(રંભારતિ લાલત્રોટક)મૃદંગછંદ="તા ભા જજાજર"મૃદંગ વિષે ગણો ગણો.(૧૫) સ્તનાગ્ર શ્યામ થાય એ ગર્ભચિન્હ છે—अम्लेष्टतास्तनौपीनौ सस्तन्यौकृष्णचूचुकौ॥(इतिवाग्भट्टः) (૧૬)ગીતિઃ

દ્વાદશ પે'લે ત્રીજે, બીજે ચોથે અઢાડ માત્રાની;
ગુણીજન ગણજો ગીતિ, વિશાળ પદની સમાનતાવાળી!

(૧૭)વંશસ્થવૃત્ત=નતાજિં વંશસ્થ "જતેજરે" ગણો.

* થતાંવનશ્રી ભવલોકપાલિની.

કયા જનો અંકુરથી પ્રફૂલ્લિતા,
પ્રમોદ એને નિરખી ન પામતા? ૧૮

સુકોમલા પલ્લવિતા મનોજ્ઞને,
ત્રિલોક—નેત્રોત્સવરૂપ પુત્રિને;
ધરાતણા અંક વિષે વિલોકતો,
પ્રમોદ વારં ધન વાર પામતો. ૧૯

કદંબ કેરી કળિયો ખિલાવતો,
દ્વિરેફને પુષ્પ થકી ઉરાડતો;
પ્રભાતમાં શીતળ સીકરે થતો,
વહે મરુત્ ભામિનિયો પ્રબોધતો. ૨૦

મયૂર ને બાલ લતા વિયોગિને,
પ્રસન્ન વા'તાં પિડતો પ્રવાસિને;
ઝુલાવિ વૃક્ષો જલબિન્દુ પાડતો,
નિચે વસેલાં હરિણો પિડાવતો. ૨૧

સુગન્ધવાન્ અર્જુનસર્જ પુષ્પથી,
રિઝાવતો મત્તવિલાસિની ઘણી;
ઇલાત્મજાને હરખે રમાડતો,
વહે મરુત્ મન્દ દિનાવસાનનો. ૨૨

અખણ્ડ જેનાપર હસ્તિસૂંઢ શી,
પ્રચણ્ડ ધારા પડતાં પયોદની;

(૨૦) કદંબ વર્ષામાં પ્રફૂલ્લિત થાય છે. त्वत्संपर्कात्पुलकितामिव प्रौढपुष्पैः कदम्बै. (मेघदूतम)

છુટા ગયેલા પડિ સન્ધિબન્ધ છે,
ધનેથિ એવા ગિરિરાજ ખિન્ન છે. ૨૩

અસહ્ય આસ્ફાલનથી પયોદના,
અષાઢમાં ખણ્ડિત કોરથળે થતા;
મળીજતા અંબરને દિગન્તરે,
ઉંચા ન એવા ગિરિ ચિત્ત શું હરે? ૨૪

ઉલંઘિ મર્યાદ પરિજનો તણી,
સમાગમાર્થે પ્રિયના યથા જતી;
તરંગિણી સ્વૈરિણિયો સમી બની,
ત્વરાથિ જાતાં તટ તોડિ નાંખતી. ૨૫

ચડી પુરે મત્ત થઇ પ્રહર્ષમાં,
પ્રસારિ દૈને જળ સર્વ ભાગમાં;
હરી હરીયાળિનિ લૈ વિભૂતિને,
નદી કરે અર્પણ તોયરાશિને. ૨૬

ખરી પડેલાં જળ વૃષ્ટિ વાયુથી,
ગૃહી પ્રસૂનો બહુ હર્ષ પામતી;
રતિપ્રસક્તા અભિસારિકા સમી,
વધાવતી સાગરને તરંગિણી. ૨૭

---

(૨૩) પર્વતમાં તથા સમુદ્રમાં અત્યંત વૃષ્ટિ થાય છે એ પ્રસિદ્ધ છે.

(૨૪) વર્ષા ઋતુમાં પર્વતનાં શિખરો દૃષ્ટિએ પડતાં નથી એટલે તે વાદળથી છવાઇ ગયેલાં રહે છે. વા-

ન સૂર્ય એકે ક્ષણ દૃષ્ટિએ પડે,
સદૈવ આકાશ છવાયલું રહે;
કરી જલાસારવડે ઘને ઘણી,
રસપ્રપૂર્ણા ક્ષિતિને નવામ્બુથી. ૨૮

પ્રચંડ દાવાગ્નિ થવાથિ શીતળ,
પ્રફુલ્લ લીલી હરિયાળિ વેષ્ટિત;
પુનર્નિવાસાર્હ થયા કુરંગને,
પ્રદેશ સૌ કાનનના ઘનાગમે. ૨૯

પ્રતિપ્રઘોષે ગિરિને ગજાવતો,
મૃગીતણા ગર્ભ ગળાવિ પીડતો;
નિશાસમે વારિદ ગર્જતો સુણી,
કરે સગર્વ પ્રતિઘોષ કેસરી. * ૩૦

મહીરુહો કૈક ગૃહો પડી ગયાં,
અપાર નીરે જન આકળાં થયાં;

---

દળાં પર્વત સાથે અથડાય છે आशाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुम् (मेघदूतम् )

(૨૯) ઉષ્ણુકાલમાંના દાવાગ્નિ વૃષ્ટિથી શાન્ત થાય છે. त्वामासारप्रशमितवनोपप्लवं साधुमूर्ध्ना (मेघदूतम्)

(૩૦) વર્ષાકાલમાં ગર્જના સાંભળી ગર્વથી ગર્જન કરવાની સિંહની પ્રકૃતિ હોય છે. अनुहुंकुरुतेघनध्वनिं, नहिगोमायुरुतानिकेसरी(माघकाव्ये)* કરે વનોમાં પ્રતિગર્જના હરી.

જળે ભર્યાં ક્ષેત્ર વિભાગ સૌ થયા,
નિરૂદ્યમી કર્ષક મેઘથી થયા. ૩૧

પ્રદોષમાં હર્મ્યતલોવિષે જઈ,
વિલોકતા કો વસુધા જળે ભરી;
સબાષ્પનેત્રે ઘનને વિલોકતી,
નિરાશ થૈ પાન્થિકની પ્રિયા વળી. ૩૨

ઘટસ્તની ક્ષામ કટીપ્રદેશથી,
નિતમ્બિની સુન્દરિયો ગવાક્ષથી;
વિલોલનેત્રા ઘનને વિલોકતી,
કટાક્ષથી કામુકને પ્રજાળતી. ૩૩

સુગન્ધવાન્પુષ્પથિ કેતકીતણા,
કષાય છે કેશકલાપ જેમના;
કૃશોદરી એવિ વધૂ વિલાસિની,
પ્રમત્ત કામીજનને બનાવતી. ૩૪

તમસ્વિની મેઘઘટાથિ શર્વરી,
પ્રકાશિતા માત્ર તડિલ્લતા થકી;
પ્રમોદ દાતા અભિસારિકા અને,
પરાઙ્ગનાભોગિ ભુજંગ ચોરને. ૩૫

---

(૩૨) પથિકાંગનાને મેઘસમય અતિદુસ્તર લાગે છે.
पटलमम्बुमुचां पथिकांगना सपदि जीवितसंशयमेष्यती॥
(शिशुपालवधम् ) (૩૫) અભિસારિકાઓ વર્ષાની અંધારી

દિશા નિહાળી ભરિ ઇન્દ્રચાપથી,
જતાં પથે પાન્થજનો વિષાદથી;
પ્રિયા વિયોગે મનડું મુઝાય છે,
તથાપિ વૃત્તિવશ દૂર જાય છે. ૩૬

પ્રશાન્ત આ શ્રાવણ માસની ઘણી,
નિશાવિષે સ્ત્રીગૃહમાંહિ એકલી;
પ્રિયા પ્રવાસીતણિ મેઘ ગર્જતાં,
ભયાર્ત્ત મૂર્છાગત થાય સેજમાં. ૩૭

વળી અકસ્માત્ ઉઠતી ભયેભરી,
પ્રચણ્ડ સૌદામિનિના પ્રકાશથી;
નિહાળિ શય્યાવળિ શૂન્ય હા પતિ,
વદી નિસાસા મુકિ રાત્રિ ગાળતી. ૩૮

નવામ્બુએ છાદિત વારિજો થયાં,
ષડંઘ્રિનાં ગુંજન શાન્તિ પામિયાં;
હિમાદ્રિ જાતો ઘનસાથ જોઇને,
સરોવરો હંસ ગયા વિસારિને. ૩૯

થયાં પ્રફૂલ્લાર્જુન નીપ માલતી,
કુટદ્રુમો અંકુરિત પ્રવાલથી;

---

રાત્રિમાં પણ કામપ્રેરિત હોવાથી ભય પામતિ નથી—
रजनीतिमिरावगुण्ठिते पुरमार्गे घनशब्दविक्लवाः
( कुमार संभवम )

ધરાધરો ધૌત શિલાથિ હર્ષદા,
ધનાગમે રમ્ય નતભ્રુ! લાગતા. ૪૦

## द्रुतविलम्बितवृत्तम्.

પ્રખર દીર્ઘનિદાધ વિતી ગયો,
જલધિ ઉન્મદ શાન્ત થતો ગયો;
સુમુખિ! શાન્ત થયા દવ દાવના,
ઘનસમે ન શમે વિરહાગ્નિ હા! ૪૧

વિકલ થૈ જલપાતથિ વૃષ્ટિમાં,
લલિત શલ્લકિ વૃક્ષાન કુંજમાં;
કર પરસ્પરના ધરિ કણ્ઠમાં,
વિરમતાં રમતાં. કુલ હસ્તિનાં. ૪૨

સુરભિ શીતલ વાયુથિ હાલતાં,
કિસલયે કુસુમેથિ વિરાજતાં;

---

(૪૦) નીપ માલતી વિગરે આ ઋતુમાં થાય છે. नवपयःकण-कोमलमालती ( शिशुपालवधम् ) अंसलम्बिकुटजार्जुन-स्त्रजस्तस्य नीपरजसाङ्गरागिणः(रघुवंशम्) હંસો વર્ષામાં માનસ સરોવરપર જાય છે. मेघश्यामा दिशोदृष्ट्वा मान-सोत्सुकचेतसां. ( विक्रमोर्वशीयम् )

(૪૧) સર્વે દ્રુતવિલંબિત વૃત્તોમાં पादादियमक છે. દ્રુતવિલંબિત=દ્રુતવિલંબિત વૃત્ત" નભે ભ રે."

હરિત કાનનમાં મૃગ શાવકો,
વિચરતાં ચરતાં તૃણ અંકુરો. ૪૩

વિઘટ આસ્તરણેથિ પયોદના,
તિમિર વૃદ્ધિ નિરંતર પામતા;
મયૂરિયો પ્રહરો શિખિ-સંગમાં,
વિગમતી ગમતી તરૂકુન્જમાં. ૪૪

નવ શશી સવિતા દિન કો પડે,
જલદ આસ્તરણે કરિ દૃષ્ટિએ;
કુમુદિની નલિની થઇ તેથિ એ,
વિરહિણી રહિ નીરવિષે હશે. ૪૫

સતત ધોવઇ વારિતરંગથી,
અમલ શોભિત ઉજ્વલ પાંશુથી;
વિશદ સંચયથી તટ દીસતા,
ઉદધિના દધિના સમ ફીણના. ૪૬

શિથિલ થૈ પરિધાન ભિનાં થતાં,
સજ થઈ વળિ માર્ગવિષે જતાં;
હરખિયાં જન તાપ નિવારવે,
સુરતમાં રતમાં સુખ પામવે. ૪૭

રૂચિર ચારૂ વનસ્પતિમાં પડી,
લલિત આવલિ ગોકલ ગાયની;

---

(૪૪) વર્ષામાં મયૂરો ઘણા પ્રમત્ત થાય છે. प्रावृषि

નથિ રસાતલ આ સ્તનવસ્ત્ર છે,
અમિત કે મિત કેમલનારિએ. ૪૮

વદતિ મિષ્ટ રવે વનકેકિલા,
સરતટે સ્વર સારસના થતા;
સુખદ છે વન ગન્ધિસમીરથી,
નવનવા વનવાનિર પુષ્પથી. ૪૯

ધવલ શેખર પુષ્પ તણા ધરી,
હરિત અંશુક પે'રિ વિલાસિની;
સુખ પુનઃ સુરતે બહુધા લઇ,
નવરસા વરસાદથિ ભૂ થઇ. ૫૦

## पुष्पिताग्रावृत्तम्.

વૃષિગણ કૃષકાદિ ચાતકે ને,
મુદિત કરી વળિ યૌવનાસ્ત્રિયોને;
લઇ રહિ ધરિણી નિહાળિ લા'વો,
જલધર ખંજનલોચને ! વિરામ્યો. ૫૧

## ॥ इतिश्रीऋतुवर्णनेवर्षावर्णनम् ॥

---

प्रमदबार्हिणेष्वभूत्कृत्रिमाद्रिषु विहारविभ्रमः (रघुवंशम्)

(૪૯) વર્ષા ઋતુમાં પણ કેકિલાઓના સ્વર મિષ્ટ હોય છે.

व्यथितमपि भृशं मनोहरन्ती परिणतजम्बुफलोपभोगहृष्टा॥
( किरातार्जुनीयम् )

# अथशरद्वर्णनम्.

## गीति.

તન્વમ્બરથી લક્ષિત શુક્લ-જ-ધનને વરિઇ ધરનારી;
યુવાન જનને આવી સમીપ સુખદા પ્રિયે! શરન્નારી. ૧

## मालिनीवृत्तम्.

જનજીવપશુપક્ષી આદિ સૌ સૌખ્ય પામ્યાં,
નવલ નવલ વૃક્ષો પત્ર ને પુષ્પ પામ્યાં;
નિરખિ થઈ વનશ્રી મોટિ ઍા' હર્ષ પામ્યો,
જલધર વસુધાને શાન્ત પાડિ વિરામ્યો. ૨

નવજલ ધરનારા મેઘને ભેદિ થાતા-
શિશિર, વિનવનારાં પક્ષિશબ્દે સુહાતા;
વિકલ વિરહિણીનાં ચિત્તને ધૈર્યદાતા,
નથિ નથિ હમણાં તે પૂર્વના વાયુ વા'તા. ૩

તટ તરૂવર તોડી હર્ષથી સંગમાર્થે,
ત્વરિત ગમનવાળી ભેટતી સિન્ધુને જે;

---

(૧) સ્રીપક્ષે, શુક્લજધન=ગૌરજધન. શરત્ પક્ષે, શુ-ક્લ—જ-ધન=માલ ધવલ મેઘ.

(૩) માલિની વૃત્તમ્="નનમયય" વિરામો આઠમે માલિનીમાં. (૪) શરદ્માં નદીનો વેગ શાન્ત થાય છે "નદી તણી મન્દ થઇ મહાગતી" (રંભારતિલાલત્રોટક.)

તરૂણ વયતણી સૌ ઉદ્ધતા ત્યાગનારી,
યુવતિશિસરિતાઓ વે'તિ ગામ્ભિર્ય ધારી. ૪

અતિશય ધન આવ્યે હર્ષ ઝાઝો રળીને,
ભરસલિલ ભરેલાં પલ્વલોમાં વસીને;
બહુ રવ કરતા જે દર્દુરો રાત્રિયોમાં,
લઇ પણ હમણાં તે મૌન બેઠા સરોમાં. ૫

જલ નહિ મળવાથી વ્યાકુલા કંઠવાળા,
પ્રતિદિન જલ આશે મેઘને યાચનારા;
પ્રણયિ પથિકકેરા ચિત્તને ભેદનારા,
સ્વર નથિ હમણાં તે ચાતકોના સુણાતા. ૬

તરૂવર તણિ કુંજે દીર્ઘ કેકા સ્વરેથી,
ધડિ ધડિ ધનને જે યાચતાતા કલાપી;
ધન સમય ગયાથી ત્યાગિ નૃત્યો વિરામ્યા,
કલરવ સરતીરે હંસના વૃદ્ધિ પામ્યા. ૭

---

(૬) શરદ્‌ના મેઘ નિર્જલ હોવાથી ચાતકો યાચના કરતાનથી. स्वस्त्यस्तुतेनिर्गलिताम्बुगर्भंशारद्घनंनार्दतिचातकोपि (रघुवंशम्)

(૭) આ ઋતુમાં મયૂર સ્વર, નૃત્યાદી બંધ થાય છે ને હંસ કૂજન વધે છે. शारदिहंसरवाःपरुषीकृतस्वरमयूरमयूरमणीयतां (माघकाव्ये)

દશ દિશ ઘનરાજ ત્રાડિ મૂકે ગજાવી,
કદિ કદિ નભ શોભે ઇન્દ્રચાપે વિરંગી;
વિધ વિધ રૂપ લેતાં અભ્ર દેખાય સાંજે,
બદલિ વસન જાણે મેઘ ભૂને રિઝાવે. ૮

ધવલ ગગન માંહે અભ્ર આછાં જણાય,
સમય સમય મંદા વૃષ્ટિ કો ઠામ થાય;
પલક પલક કીર્ણો સૂર્યકેરાં જણાય,
વિવિધવિધિતણાંઆ' વ્યાધિની વૃદ્ધિ થાય. ૯

જલદ સમયમાં આ' પ્રેમ ઘેલો થયેલો,
જલનિધિ પણ લાગે શાન્ત આજે પડેલો;
કુસુમ જલજ કેરા જન્મ દીસે થયેલા,
પુનરપિ કલહંસો આવિયા સૌ ગયેલા. ૧૦

નવ કુસુમ ખિલે ને પદ્મ પામે વિકાસ,
ધવલ વન દિસે છે પાકતાં દર્ભ કાસ;
વિવિધ રસ ચડે છે ધાન્યને આજકાલ,
કઇ કઈ ગઈ પાકી દેશમાં શાલિ સાલ. ૧૧

---

(૯) શરત્કાલ વ્યાધિનું ઉત્પત્તિ સ્થાન છે. 'शतंजीवशरदो'

(૧૦) આ ઋતુમાં પદ્મ ખીલે છે ને હંસ માનસથી પાછા આવેછે. तां हंसमालाः शरदीव गङ्गां (कुमारसंभवम्)

(૧૧) શાલિ શરત્ કાલમાંજ પાકે છે. विनम्रशालिप्रसवौघशालिनी (किरातार्जुनीयम्)

નવિન વિમલ નીરે શોભતો તીરવાળાં,
નવ સરસિરૂહોના ખીલવાથી રૂપાળાં;
કલરવ કલહંસોના થતા તીર જેને,
રુચિકર સર એવાં કો' ન દે હર્ષ કોને? ૧૨

વિકલ કરિ દિને તો હસ્ત ચિત્રાતણા આ,
દિવસ પણ ઉનાળાના વિસારે પડાવ્યા;
કદિ કદિ વરસે છે તેમ રાત્રે તુષાર,
શરદ દિવસ એવા તાપ ને શીતકાર. ૧૩

કુમુદવન ખિલાવી રાત્રિ શોભાવનાર,
અતિશય સિત શીતા ચન્દ્રિકા પ્રેરનાર;
સકલ ભવનને આ મોદનો આપનાર,
તદપિ વિરહિઓને ચન્દ્ર છે પીડનાર. ૧૪

પ્રથમજ શરદે આ સાસરે જે રહેલી,
પ્રિયતમ વધુઓને રાખવા રાજી રાજી;
શ્વસુરજન વિશેષે તેમને વા'લ લાવી,
નવલ નવલ આપે વસ્ત્ર આભૂષણાદિ. ૧૫

વહુવર વર સાથે શુભ્રવસ્ત્રો સજીને,
શરદ પુનમકેરા ચન્દ્રમાને પુજીને;

---

(૧૪) વિયોગીને ચન્દ્રકિરણ શીતલ છતાં બહુદુસ્તર લાગે છે.
विरहिणीविरहाग्निविबोधकः शशधरोगगणयामि समुत्थितः
(रंभामञ्जरी)

ગુરૂજનતણિ દિક્ષા તેમ આશીષ પામી,
ગજગતિ ધરિ જાતી સાસુને શીર્ષ નામી. ૧૬

નણુદિનિ શિખ લેને તેમ સાહેલડીની,
પુજી પતિ લજવાતી મૌન ધારી રહેલી;
સુતનુ વિનવવામાં શર્વરી વીતિ જાય,
તદપિ નવ નવોઢા લાજથી મુક્ત થાય. ૧૭

વિજય દશમિકેરી રાત્રિએ છે થયેલો,
પરિચય પતિકેરો જેમને તે સ્ત્રિયો તો;
નવ ચઢતિ યુવાનો દર્પ સાંખી શકન્તી,
રમણુ સહ અગાશીમાં સુખેથી રમન્તી. ૧૮

કુસુમ શયનકેરી વાસનાથી સુવાસી,
ભવનતલવિષે કૈં કામુકો ગર્વ લાવી;
બહુ પરિમળવાળાં પુષ્પ આભૂષણોથી,
મનહર યુવતીને સેવતાં લે ન તૃપ્તિ. ૧૯

વિપુલકુચ કલત્રે ચાલતાં ખિન્ન થાતી,
લલિત અધરવાળી ચન્દ્રવક્ત્રા નતાંડ્ગી;

---

(૧૬) સૌભાગ્ય વૃદ્ધિને અર્થે આ પુજન કરવામાં આવે છે. यावन्नुमणिहर्म्यगतांश्चन्द्रपादानर्चयामि ।
[ विक्रमोर्वशीयम्. ]

(૧૭) નવોઢાસ્ત્રીઓને અતિશય લજ્જા હોય છે. व्याहृता प्रतिवचो न संदधे गन्तुमैच्छदवलम्बितांशुका (कुमारसंभवम्.)

નિધુવન સમયે જે હર્ષની આપનારી,
સુતનુ સહ રમંતા વાટિકામાં વિહારી. ૨૦

સ્તનયુગ પર ધારી પુષ્પ કંચુકિ માત્ર,
વસનજ ધરિ આછું ઢાંકવા અર્ધ ગાત્ર;
સુતનુ અલક છૂટા મૂકિ ભર્તાનિ સાથે,
રમતિ રમતિ કુન્જે સેંજ સંતાઇ જાયે. ૨૧

પ્રથમ સુરતકાળે થાકિ અસ્વસ્થ રીતે,
શયનમહિં સુતેલી કામિનીનાં શરીરે;
નિજકર અતિશીળા શાન્ત સંચારવાથી,
કિતવ હરિ તજાયો ચન્દ્ર શું રોહિણીથી. ૨૨

કુમુદવન શશીની ક્ષીણતાથી બિડાતાં,
મુદિત રવિ ઉગ્યાથીં પદ્મનાં વૃન્દ થાતાં;
ગહન ગતિ જનોને કાલની સૂચવે છે,
ચડતિ પડતિકેરો સ્પષ્ટ દૃષ્ટાન્ત દે છે. ૨૩

ધવલ શશિકરોથી શાન્તિદાતા રૂપાળી,
શરદ રજનિ આખી ભોગમાં ગાળનારી;
વિમુખ રમણનાથી પ્રાતરે સદ્ય થાતાં,
વદન નવવધૂનાં પોરણી શાં જણાતાં. ૨૪

(૨૨) અન્યસ્ત્રીસંગમાભિલાષી સ્વામી પર સ્ત્રી કુપિત થાય છે એ પ્રસિદ્ધ છે. **इरावाति—शठ! अविश्वसनीयहृदयोसि।** (मालविकाग्निमित्रम्.)

ધવલ પુરજનોનાં હર્મ્યે દીપોત્સવીના,
દિનથકિ અતિલાગે રમ્ય આખી પુરીના.
પુરતિ અબિલકેરા સ્વસ્તિકો આંગણામાં,
યુવતિજન સવારે પર્વના આ દિનોમાં. ૨૫

સખિજન સહુ કોને નિર્ખતી સ્વામિસંગે,
સુખદ શરદકેરા ભોગ લેતાં ઉમંગે;
શશધર કુસુમો ને પર્વ દીપોત્સવીનાં,
અધિક મન ધિકાવે વિપ્રયોગિસ્ત્રિયોનાં. ૨૬

કમલ સુમ પરાગે સર્વદા વાસવાળાં,
વિવિધ વિવિધ વલ્લીના લતા મંડપાળાં;
રુચિકર જલયંત્રે શાન્તિદાતા રૂપાળાં,
ઉપવન શરદે છે તાપનાં ટાળનારાં. ૨૭

મધુર વિહગ–કેરા શબ્દ સંયુક્ત શીળો,
કમલ કુસુમકેરી રેણુની વાસવાળો;
રજનિ અવધ થાતાં આર્દ્ર થૈને તુષારે,
અનિલ વહન થાતો મન્દ મન્દ પ્રભાતે. ૨૮

---

(૨૫) બારણા આગળ લીંપી સાથિયા કાઢવાનો રિવાજ આગળ હતો. હવે વિશેષે કરીને તે પર્વના દિવસોમાં કરવામાં આવે છે. यस्यामलिन्देषु न चक्रुरेव मुग्धाङ्गना गोमयगोमुखानि (शिशुपालवधम्)

## તોટકવૃત્તમ.

દિવસોમહિ નિર્મલ નીલ વળી,
રજની મહિ તારક મંડલથી;
વળિ મુખ્ય ગૃહોથિ વિશેષ દિસે,
રળિઆમણું અમ્બર રાત્રિ વિષે. ૨૯

રવિ તાપ પછ્યાથિ સુકાઇ જતાં,
મૃદુ કેતક કેતકિ વૃન્દ બધાં;
થઇ શુષ્ક અબીલ વળી ઉડતાં,
વન થાય સમીરણુ વાસવતાં. ૩૦

નવ પલ્લવ યુક્ત દિસે તરૂઓ,
મધુરે સ્વર ગાન કરે વિહગો;
ફુલતી ઝુલતી સુમ મંજરિયો,
જયમ નાથ મળ્યાથકિ સુન્દરિયો. ૩૧

અલકે શુભ ચંપક પુષ્પ ધરે,
લઘુ નીલ સરોજ સુકર્ણ પરે;
ગજરા કરભોરૂ ધરી સ્વ કરે,
શરદે વહુવારૂ વિલાસ કરે. ૩૨

બગ સારસ વૃન્દ ચકોર તટે,
રમતા કલહંસ કલ્લોલ કરે;

---

(૨૯) **તોટક** =ગણુ તોટકમાં સખિ ! "સાસસસા."
(૩૦) શરત્ કાલમાં કેતકી પુષ્પનો પરાગ અતિશય ઉડે

સુરભી મૃગનાં શિશુ ઘાસ ચરે,
તટિની શરદે ન શુ ચિત્ત હરે?. ૩૩

કુસુમોથિ નવાં સમ ધાન્યથકી,
મધુ મેળવવા રસ ચૂસિ કરી;
શરદે બહુ વૃન્દ દિસે અલિનાં,
વનમાં કુસુમાકરમાં ફરતાં. ૩૪

જ્વર પીડન મુક્ત થતાં દિસતાં,
શુભ ઉત્સવના દિન નિર્ગમતાં,
ઉપચાર યથાવિધિ આચરતાં;
જન જન્મ થયો શિતનો વદતાં. ૩૫

નૃપ મંદિરકેરિ સમીપ અને,
કઇ દેવ નિકેતનની નિકટે;
શુભ હારિત રક્ત પિળા દીપની,
દીપમાળ રચાય દીપોત્સવિની. ૩૬

## वसन्ततिलकावृत्तम्.

પોતાતણા પ્રિયતણી સિતકીર્તિ રૂપી,
જ્યોત્સ્ના જવાથિ વિધુરા પટરાણિ જેવી;

---

છે તેનું અભીષ્ટ થાય છે એવું પણ મનાય છે. सरज-
समपहायकेतकीनां प्रसन्नमुपान्तिकनीपरेणुकीर्णम्
(किरातार्जुनीयम)

જ્યોતિષ્મતી રજનિ તારક ખેરવીને,
ઢાળે શું? અશ્રુપુર આ શરદન્ત કાળે. ૩૭

## गीति.

નેત્રે ઇન્દીવરને, સ્તન પ્રદેશે જીત્યા કમલકોષ;
વદને શરત્ શશીને, સુન્દરિયોએ મનોજ્ઞ ધરી વેષ. ૩૮

બકુલ બન્ધૂક પુષ્પે, બલાહ નિર્મલ તનુ બલાહકથી;
બાલિશ બિસ પ્રસૂને, રંજિત બાળા શરચ્ચંદ્રિકાથી. ૩૯

યુક્તા નવ શણગારે, કુલવધુઓ લઇ લિલાવડે તાળી;
નૂપુર સિઞ્જિત સાથે, મંગલ દૂર્ગાતણાં દીસે ગાતી. ૪૦

પાકેલાં ક્ષેત્રોમાં, વસતા શુકને ઉરાડવા કાજે;
કર્ષકજનના સોરે, ગાજી રે'છે દિગન્તરો સાંજે. ૪૧

## मत्तमयूरवृत्तम्.

ચંદ્રે ધોળી સ્વચ્છ રૂડી શર્વરિ વાળી,
પદ્મે હંસે શોભિત વારિસ્થળવાળી;
પુષ્પોથી આમોદવતાં કાનનવાળી,
સર્વેને હો! સુભ્રુ! શરત્ આ સુખવાળી. ૪૨

## ॥ इतिश्रीऋतुवर्णने शरद्वर्णनम्. ॥

---

(૩૭) શરત્માં એટલે ઘણું કરીને નવેમ્બરમાં તારા ઘણા ખરેછે એવુ ખગોળવેત્તાઓનું મત છે. (૩૮) આ શ્લોકમાં वृत्यनुप्रास છે (૪૨) મત્તમયૂર="માતાયાસા" મત્તમયૂરે ગુરૂ અન્તે.

# अथहेमन्तवर्णनम्.

## औपच्छंदासिकंवृत्तम्.

હિમને અતિશે વધારનારો,
વન અંભોજતણાં સુકારનારો;
રમણીય વન પ્રદેશ વાળો,
સખિ હેમન્ત હવે સમીપ આવ્યો. ૧

## वंशस्थवृत्तम्.

શરીર રે' સારૂ મન પ્રમોદમાં,
તથા પચે ભોજન ભાત ભાતનાં;
દિને દિને ક્ષીણ દિનો થતા જતા,
વધે ત્રિયામા રતિરાગ ને ક્ષુધા. ૨

પ્રભાતમાં શૈલ ઉરાડતાં તથા,
તુષારને વારિ કરી ખરાવતાં,
અપાર લાગે પ્રિય શીતકાળમાં,
સુવર્ણ શાં બાળ ગભસ્તિ સૂર્યનાં. ૩

---

(૧) ઔપચ્છંદસિક અથવા માલભારિણી છંદ પણ કહેવાય છે.="સજજા" ગુરૂ યુગ્મ અંતમાં ને "સભરાયા" ગણુ માલભારિણીમાં.આ ઋતુમાં ઠંડી પડવાથી પદ્મ સુકાવા માંડે છે.
विलीनपद्मः प्रपतत्तुषारः (ऋतुसंहारः)

પડેલ ઉર્ણાયુનિ જાળમાં ઝિણાં,
તુષાર બિન્દુ પ્રમદે! પ્રભાતમાં;
દિસે યથા તે વન દેવિયોતણાં,
મણી તથા મૌક્તિકમંડનો સમાં. ૪

સદાય વા'તા અતિ શીત આશુગે,
ઠરી જતા વારિતણા સમુચ્ચયે;
વિભક્ત થાયે જળકન્દરા બણી,
ગિરિપ્રદેશે હિમથી તનૂદરિ!. ૫

તટદ્રુમોમાં પ્રતિઘોષ પાડતાં,
નદી તટે સારસ યુગ્મ આવતાં;
મરાલ ને અર્ભક ચક્રવાકનાં,
રમે પ્રભાતે પુલિન પ્રદેશમાં. ૬

પ્રસારતી શીતળ મન્દ વાયુને,
પ્રબોધતી ઉન્મદ પંચબાણુને;
વ્યતીત થાયે નહિ દીર્ઘ યામિની,
વિયોગિને દુઃસહ શીતકાળની. ૭

ધરી ધરી ધૈર્ય સદાય આશમાં,
રહેલિ આ' કાળથિ વિપ્રયોગમાં;

---

(૭) અતિ શૈત્ય પડે ત્યારે કામ પણ ઘણોજ વધી પડે છે. જુવો ગુર્જ્જર કવિ "દયારામ". શીયાળાની રાત્રિયો સંગીને પણ નિર્વેદ ઉત્પન્ન કરે છે.

અશીત નિશ્વાસ મુકી મુકી ઘણી,
રડે નિશીથે વધુઓ પ્રવાસિની. ૮

કઠોર રાખી મન ધૈર્ય ધારતી,
ઝુરી ઝુરી કષ્ટથિ કાળ ગાળતી;
*અનંગપીડાથકિ મૃત્યુ છે ભલું,
હિમાગમે પ્રોષિતભર્તૃકાતણું. ૯

† સુગંધવાન્ ચન્દન તૈલ મર્દિને,
નવાં વિરંગી અતનૂર્ણ વસ્ત્રને;
ધરી વળીઆભરણો બિ'તીબિ'તી,
વધૂ નવોઢા અવરોધમાં જતી. ૧૦

સકીર્ણ નાના શકલેન્દ્રનીલના,–
સમારૂડા ચન્દ્રક યુક્ત પિચ્છના;
ખરી જવાથી તરૂકુન્જ સેવતા,
શિખી નથી તાણ્ડવ નૃત્ય નાચતા. ૧૧

---

* વિયોગ સંગાથકિ. † સુગંધવાન્ તામ્બુલ તૈલ મર્દને.

(૮) નિશ્વાસના વાયુ ગરમ હોય છે. निश्वासाना माशिशिरतया भिन्नवर्णाधरोष्टम् ( मेघदूतम् )

(૯) વિયોગીને મરણ પણ મોંઘુ થવાથી પ્રિય લાગે છે. वरं वियोगान्मरणंवियोगिनाम् ॥

( अद्भुतकाव्यम् )

## रथोद्धतावृत्तम्.

શ્રોણિ પુષ્ટ કુચભારથી નત,
કે વિલાસવતિ સુન્દરી સખ;
ભાનુ ઔર્ણવસનો કૃષાનુને,
સેવિ સદ્ય હિમકાલ નિર્ગમે; ૧૨

## पुष्पिताग्रावृत्तम्.

વિધવિધ રમણીય પિચ્છકેરી,
જતિરહિછે સુકલાથિ જેમની શ્રી;
અતિનિબિડ દલે પિહીત કુન્જે,
તરૂવરની વસતા મયૂર આજે. ૧૩

## मञ्जुभाषिणीवृत्तम्.

ભરયૌવને પતિથકી તજાયલી,
રજનીવિષે મદનથી દમાયલી;
પ્રમદાતણો સ્વર સુણી વિલાપનો,
શણગારનેશું તજતાશિખણ્ડિયો. ૧૪

---

(૧૩) શીતકાળમાં મયૂરોનાં પીછાં ખરી પડે છે એ સર્વ વિદિત છે.

(૧૪) મંજુભાષિણી="સજસાજ" અંતગુરૂ મંજુભાષિણી.

## दोधकछन्दः

મન્મથબોધિ સુવાક્ય વિનોદે,
પીન પયોધર મર્દન કાળે;
સ્નેહથિ લાડ લડાવિ પ્રિયાને,
આસવપાન અભીક કરાવે. ૧૫

ચુમ્બન ચિન્હ દિસે દયિતાને,
કમ્પિલ પુષ્પ સમાન કપોળે;
જાનુ પયોધરને ક્ષત લાગે,
લક્ષ રહે ન રતોત્સવ કાળે. ૧૬

## चम्पकमालावृत्तम्

સાસરિયે જે સદ્ય ગયેલી,
યૌવન મેદે મત્ત થયેલી;
તે વધુઓનો કામ ન લેતો,
તૃપ્તિ કદા આ શીતસમે તો. ૧૭

---

(૧૫) દોધક='ભાભભ" બે ગુરૂ દોધક અન્તે. વ૰ ધૂવર એકબીજાને મદ્યપાન કરાવે છે એ ચાલ પ્રાચીન છે.

(૧૬) આસવમત્તદંપતીને સુરત સંભ્રમમાં કંઈ પણ સ્મરણ રહેતું નથી.

(૧૭) ચંપકમાળા વૃત્ત=ચંપકમાળા "ભામસગા" છે.

## इन्दुवदनावृत्तम्.

પત્રે મનોરમ્ય મનોપ્રિયાદિને,
આલિંગિ ઘે શીત હરી વિભૂતિને;
વાયે સુવાસી અનિલ પ્રભાતનો,
ક્રીડા પ્રસંગે પ્રતિકૂલ લાગતો. ૧૮

પ્રાતઃસમે પુષ્કળ ધૂમ્મસે કરી,
શૈલપ્રદેશો તમયુક્ત રે' બની;
તેથી અતિ વ્યાકુલ થૈ મૃગેન્દ્ર ને,
વન્યદ્વિપો જાય વનસ્થલીવિષે. ૧૯

## उपजातिवृत्तम्.

તડાગના શીત જળે **કરીને,**
વિહાર લીલા ન ગમે **કરીને;**
નિદ્રા તજીને હરિને **હરીને,**
વરે વિલાસીજનને **હરીને.** ૨૦

## ॥ इतिश्री ऋतुवर्णने हेमन्तवर्णनम्. ॥



---

(૧૮) ઈન્દુવદના અથવા ઇન્દ્રવંશા=જો ઇન્દ્રવંશા "તતજાર" ભામિની.

(૨૦) આશ્લોકમાં पादान्तकयमक છે.

# अथशिशिरवर्णनम्.

## सुन्दरीछन्दः

ફલિની કુસુમોથિ શોભતો, તનુ મેઘાસ્તરણે વિરાજતો;
શિશિરોત્તર કાલ શૈત્યનો, સખિ ! સંક્રાન્તિતણે દિને થયો. ૧

## उपजातिवृत्तम्.

અકાલ અમ્ભોધર વાયુ યુક્ત,
અસહ્ય આ ઉત્તર શીતકાલ;
પત્રોતણો તેમ વિયોગિયોનો,
આ કાલ વાલિ ! પ્રલય પ્રમાણે. ૨

અમ્ભોજિનીના બિસ તન્તુ જેવા,
મૃદુ પરાગી સ્ફુટ રાગવાળા;
પાક્યા રૂડા કેસર તન્તુઓની,
સીમાન્ત રે' સૌરભથી સુવાસી. ૩

વિશાળ આ કાલનિ શર્વરીએ,
શશાઙ્કની શુભ્ર સિતાનિ પેરે;
જાયે વૃથા ના ઉપભોગ થાતાં,
હા ! યૌવનો પ્રોષિતભર્તૃકાનાં. ૪

---

(૧) સુન્દરી છંદ. આને વૈતાલિય અથવા વિયોગિની વૃત્ત પણ કહે છે=પ્રથમે "સસજગ "અને ગુરૂ, દ્વિતિયે "સાભરલાગ" સુન્દરી.

ક્ષીરાર્ણવે મંથનથી થયેલા,
ધોળા રૂડા ફીણ સમૂહ જેવા;
કાર્પાસથી શોભિત સીમ ભાગ,
જેવા દિસે શંકર અટ્ટહાસ. ૫

નભસ્થલે આ હિમકાલમાંહે,
કદા કદા વાદળ રે' પ્રદોષે;
પ્રચણ્ડ શીળો વનવાયુ વાય,
વધુ વધે શૈત્ય ન કાલ જાય. ૬

પ્રથક્ સ્થળેથી વહિને પ્રવાહો,
ભેગા થયેલા જલના સમૂહો;
ઠરી જતાં વાતથી શૈત્યવન્ત,
વિભક્ત થાયે ગિરિસન્ધિ બન્ધ. ૭

ધોળા રૂડા સ્ફાટિક બિમ્બ જેવા,
મુક્તા સમા મત્ત મતંગજોના;
તુષાર મુક્તાકણ મોકલાવે,
વિદેશિ મેઘ પ્રમદા રિઝાવે. ૮

અત્યુગ્ર આ કાલતણો સમીર,
અકાલ આ દુર્દિનને પયોદ;
પડે પ્રભાતે હિમજે અપાર,
સૃષ્ટિશ્રીને તે ફળદા ન થાય. ૯

---

(૭) જળ ઠરીજતાં વિસ્તાર પામે છે અને તેથી પથ્થરને પણ ફાડી નાખે છે એવું રશાયન શાસ્ત્રકારોનું મત છે.

છઠી પ્રભાતે પતિ વક્ત્ર ભાળી,
વિલાસિની ધમ્મિલને સમારી;
સુવર્ણનાં કર્ણ વતંસ ધારે,
મુખપ્રભા દર્પણમાં નિહાળે. ૧૦

આસંગ નિર્વેદથિ બાંધવાને,
કાઢેલિ રાત્રે કટિમેખલાને;
ધારે નવોઢા વધુઓ વિલાસી,
શોધી પ્રભાતે અવરોધમાંથી. ૧૧

રતિ પ્રમત્ત પ્રજને પ્રમાણી,
કરી તિરસ્કાર કહે પ્રમાદી;
અલક્તકે આર્દ્ર પદ પ્રહારે,
મુગ્ધા છચીલિન્ પ્રણય પ્રકોપે. ૧૨

આવાસના પાદપને દિપાવે,
કેકા સ્વરે કાનનને ગજાવે;
પામી નવો બર્હ કલાપ પૂરો,
મનોજ્ઞ લાગે વનના મયૂરો. ૧૩

નવા રતિરાગ કરાવનારી.
વનપ્રિયાઓ પણ મૌન ધારી;
ન વારતી રાગ કરાવનારી,
સપત્નિયોના મદને ઉતારી. ૧૪

---

(૧૩) વસન્ત આવતાં મયૂરને નવાં પીચ્છ આવે છે.

(૧૪) આ શ્લોકમાં **पादावृत्तियमक** છે.

## वंशस्थाविलम्

પ્રિતે ગૃહી માત ઉછંગ સંગને,
નચાવતા ચંચલ ચારૂ પુંચ્છને;
શિખણ્ડિના બાલથિ નૃત્ય નાચતાં,
પુરોપકણ્ઠા રમણીય લાગતા. ૧૫

ઠરી જવાથી જળ સાનુ ઊપરે,
તથા પડન્તા હરનીશ ધૂમસે;
સુકીર્તિકેરૂં સિત છત્ર સેવતા,
મહીધરો ભૂપતિ શા વિરાજતા. ૧૬

## इन्द्रवंशावृत्तम्.

આછાં થતાં અમ્બુજને વિલોકિને,
બેઠેલ શોકાતુર હંસ યૂથને;
વિસ્તર્ણું જેના તટમાં પ્રભાતમાં,
કાસાર એવાં નવ મોદ આપતાં. ૧૭

## मालिनीवृत्तम्.

કનકવલય હસ્તે નૂપુરો પાયધારી,
સજ થઇ અવરોધે કાન્ત કાન્તા જગાડી;

---

(૧૫) જુવો આવોજ ભાવઃ—मुहुर्मुहुर्नर्त्तितचारु पुच्छम् ( कुमारसंभवम् )

નમિ અનુમત લેતાં "જાગીછું" કૈ' વિલાસે,
રજનિ અવધ થાતાં સ્વામિને કો રિઝાવે. ૧૮

## हारिणीवृत्तम्.

શિશિર ઋતુના શીળા શીળા સમીરણ વેહિને,
સરસિ જલમાં સૂકાતા આ નવામ્બુજ કોષને;
સજલ નયને સંભારે છે પ્રવાસિ વિલોકિને,
ચિર વિરહથી પીડા સે'તા પ્રિયા મુખ પદ્મને. ૧૯

## शिखरणीवृत्तम्.

ઘનચ્છાયા વાળી નવલ લવલી યુક્ત તરૂની,
નિકુન્જોમાં બેસી નિકૃષ્ટ સુખમાં રાત્રિ વિગમી;
થતાં પ્રાતર્વેલા હરિણશિશુ જ્યાં રશ્મિ રવિનાં,
પ્રિતે સેવે એવાં વન જન મનોગમ્ય દિસતાં. ૨૦

## अपरवक्त्रम्.

હૃદય સમ હિમાદ્રિના તથા,
સ્થળ રૂપ સંભવ ચન્દ્રકાન્તના;

---

(૧૯) **હરિણી**—સુતનુ હરિણી "નાસામારા સલગુ" સદા ગણો. (૨૦) **શિખરણી**-યમાના સાભાલા ગુરૂ શિખરણીમાંહિ ગણિયે. (૨૧) **અપરવક્ત્ર**--પુષ્પિતાગ્રાથી દરેક ચરણમાં એક અક્ષર ઓછો હોય છે.

શિશિર ઋતુતણો પ્રભાત તે,
સુખકર દમ્પતીને ગણાય છે. ૨૧

## રથોદ્ધતાવૃત્તમ.

સેવિ યોગિજન વન્હિ વેદિકા,
દીન જાનુ હૃદયે ધરી તથા;
કામસક્ત જન કોઇ ગાળતા,
સેવિ પીવર પયોધર ક્ષપા. ૨૨

જ્યાં ન દીપક શિખાય ડોલતી,
એવિ ગૂઢ વસતીવિષે વસી;
દમ્પતી સુરત સૌખ્ય ભોગવે,
શાન્ત આ શિશિર શર્વરીવિષે. ૨૩

દીર્ઘ કાલથિ થયેલ વેઠિને,
સ્વામિના વિષમ વિપ્રયોગને;
પાણ્ડુ આનન વિયોગિનીતણાં,
ભાસતાં ઉપતણા શશી સમાં. ૨૪

વાસ મિષ્ટ રસની પ્રસારતા,
મંજરી ધવલ શૃંગ ધારતા;
ઈક્ષુ દંડ પરિપક્વ શોભતા,
કામના પ્રબળ ચાપના સમા. ૨૫

---

૨૫ શિશિરાન્તમાં શેલડી પાકે છે.

શમ્બરારિ વિજય પ્રબોધનો,
સર્વ કાનન તરૂ દિપાવતો;
ધારતો લલિત રક્ત પત્રને,
નેત્રહારી મધુદ્રુત મો'રને. ૨૬

ફૂટતા કિસલય પ્રવાલથી,
મો'રની નવલ મંજરીથકી;
ચારૂ આમ્રતણિ મીઠિ વાસથી,
ગન્ધવાન્ થઇ રહે વનસ્થલી. ૨૭

આવિયો મધુ સમીપ ધારિને,
જીર્ણ પર્ણ રૂપિ વસ્ત્ર છાંડિને;
સૌ મનોજ્ઞ તરૂ પલ્લવો ધરે,
સુભ્રુ ! મન્મથ વધાઇ કારણે. ૨૮



## इतिश्री ऋतुवर्णने शिशिरवर्णनम्.



# अथवसन्तवर्णनम्.

## स्रग्धरावृत्तम्.

ગાયે છે શુભ્ર જેના યશ પરભૃતિકા નાયિકા મંજુનાદે,
શીળા અમ્ભસ્તુષારે મલય ગિરિતણા વાયુ કીર્ત્તિ પ્રસારે;
જેને અગ્રે ઢળે છે ધનતરૂ ચમરી ભૃંગના વાદ્યવંત,
એવો સ્રીસૈન્યનેતા સ્મરસખ સુભગો આવિયો આ વસન્ત. ૧

## वसन्ततिलकावृत्तम्

મધ્યાન્હમાં પ્રબળમન્મથને પ્રબોધી,
પ્રેમીતણાં મન કરે સુરતાભિલાષી;
એવા વિહારિજનને સુખ આપનારા,
આવ્યા વિલાસિદિવસો મધુમાસના આ. ૨

પુષ્પોતણાં ધવલ મંડન ધારનારી,
લીલાં રતનાંશુકથિ શોભિત વક્ષવાળી;
સંપૂર્ણ ગાત્રથિ વિલાસથિ મોદ દેતી,
કોનું હરે ન મન માધવની વનશ્રી ? ૩

---

(૧) સ્રગ્ધરાવૃત્ત=સાતે સાતે યતી બે "મરભન યયય" સ્રગ્ધરા તે પ્રમાણો.

(૨) વસન્તતિલકા=જાણો વસન્તતિલકા "તભજા-જગા"બે. વસંતના દિવસો કામોદ્દિપક છે. द्वंद्वानि लौ-ल्यमभजन्त विमोहितानि. ( पार्वतीपरिणयम् )

ઉન્મત્ત કોકિલ કલાપિ ષડંઘ્રિયોના,
શ્રવ્ય સ્વરે સતત ગર્જીત થૈ રહેલા;
ક્રીડાસરોવરથિ શીતલ મધ્ય વાળા,
રમ્ય પ્રદેશ વનના શ્રમ ટાળનારા. ૪

કિંચિત્સમીરથિ વિલોલ વન દ્રુમોની,
શાખાવિષે વદતિ અન્યભૃતા વિલોકી;
શીળા તથા સુરભિ દક્ષિણ વાયુ ભેટી,
હા! પાન્થની ધિરજ માધવમાં ન રે'તી. ૫

છાયાવતી શિશિર અદ્રિતલાટિયોમાં,
ટોળાંથિ સેવિત વિધૂરિ મયૂરિયોનાં;
સન્માન દે મધુર કણ્ઠથિ હર્ષ પૂર,
નૃત્યોપહાર કરિ *માધવને મયૂર. ૬

જેમાં ન સૂર્યકર પામિ શકે પ્રસાર,
જ્યાં મંદ વાયુ સુરતશ્રમ ટાળનાર;
જ્યાં વારિયન્ત્રથકિ મંદ ઉડે તુષાર,
એવાં વિલાસ વન શોક શમાવનાર. ૭

તીરે ઉગ્યાં તરૂકદંબકના પરાગે,
જેના પ્રદેશ પરિપૂર્ણ છવાયલા છે,

---

(૬) મયૂરિયો સાથે મયૂરનાં જોડનો સર્વદા આનંદકારી લાગે છે. मणिमुकुटइवोच्छिखः कदम्बे नदति सएष वधूसखः शिखण्डी. (उत्तररामचरितम्)

જ્યાં સર્વદા જલવિહંગમનો વિરામ,
છે એવિ પૂર્ણ સરિતા નયનાભિરામ. ૮

હારો રૂપાળિ હરિચન્દનનાં દ્રુમોની,
કુન્જો રૂડી મધુર માધવિ કામિનીની;
લીલાં લતાગૃહ રૂડાં નવમલ્લિકાનાં,
શોભે મનોહર સરોવરના તટોમાં. ૯

વર્ષાવતી મધુ રસાલનિ મંજરીથી,
મત્ત દ્વિરેફ કલકોકિલને ઉરાડી;
ઉત્ફુલ્લ પુષ્પ મકરન્દથિ ગન્ધિ થાતો,
પ્રાતઃસમે મલયમારૂત મંદ વા'તો. ૧૦

વાયુતણા સહજ સંગથિ ખિન્ન થાતી,
રાતા વળી અધર પલ્લવથી સુહાતી;
પ્રેમાન્ધ થૈ મધુપને મકરન્દ પાતી,
દેખાય માધવિલતા અભિસારિકા શી. ૧૧

ઘ્રાણેન્દ્રિને પ્રિય અપાર મિઠી સુવાસે,
શુભ્રાંશુના શકલ શાં અતિ શુભ્ર પુષ્પે;
વાધ્યાં વળી નવલ કુન્દ કલા'ર તેણે,
લાગે મનોજ્ઞ કુસુમાકર આ વસન્તે, ૧૨

---

(૧૧) લતાઓને સ્ત્રીઓની ઉપમા આપવાનો સંપ્રદાય છે. श्रुतिसुखभ्रमरस्त्रनगीतयः। कुमुदकोमलदन्तरुचो-बभुः॥ उपवनान्तलताःपवनाहतैः। ( रघुवंशम् )

પામે જરાજન મનોજ્ઞ કપોલ રાતા,
લાક્ષા અલક્તક અને અધરાઙ્ગનાના;
પ્રત્યૂષ બાળ અરૂણોદય રાગ જેવાં,
પામ્યાં નવાંકુર પલાશ પલાશ તેવાં. ૧૩

જે દંતપત્ર સમ ઉલ્લસિત પ્રવાલે,
આદિત્ય બાલકર હેમ સમાન રાગે;
ઉદ્યાનમાંહિ ઉદયાચલ પે'ર શોભે,
ખીલી રહેલ સખિ! ચંપક આ વસન્તે. ૧૪

પામી વસન્ત ઋતુના સુખિયા દિનોને,
પામી વળી નવિન પલ્લવ અંકુરોને;
પામી રસાલ અનુકૂલ વિહાર યોગ્ય,
ભર્તા તથા ન અતિમુક્તલતા રિઝાય. ૧૫

આપી પ્રસૂનતણિ વાસવને વધાઇ,
ફાલી ફિલાં દલવડે પરિપૂર્ણ છાઇ;
સંકેતયોગ્ય રચિ કામુકકાજ કુન્જ
થૈ માધવી પ્રિય રતિ સ્મરને વિશેષ. ૧૬

સ્વેચ્છાથિ કૈરવવિષે રમિ શર્વરીએ,
પ્રાતઃ સમે કમળનું મધુ ચૂસિ લૈને;

---

(૧૪) આ ઋતુમાં ચંપક પુષ્પની શોભા ઉઘડે છે.
मध्वाताम्रेतरुण्या मुखशशिनि चिराच्चंपकान्यद्यभान्ति.
( रत्नावली )

પુષ્પે પ્રફુલ્લ વનમાં ફરતાં લગાર,
લેતા ન તૃપ્તિ મધુમાસતણા દ્વિરેફ. ૧૭

સંઘટ્ટ થાય લતિકાગૃહ વાટિકામાં,
ધાડાં થતાં દલથિ વૃન્દ મહીરૂહોનાં;
જ્યાં વાસના મલયના અનિલ પ્રસારે,
એવાં વને સ્મર સરાગ કરે જનોને. ૧૮

જ્યાં પદ્મ કેસરથિ વાસિત કણ્ઠવાળા,
હંસોતણા કલ રવ સ્વર સંભળાતા;
જ્યાં હંસિ પક્ષથિ ઉરાડતિ ષટ્પદોને,
એવાં જળાશય કરે સુખ પાન્થિકોને. ૧૯

મુગ્ધા વધૂ યુવતિ અન્યજના અનેક,
આશા ધરી ઉરવિષે પુજતાં વિશેષ;
ઉદ્યાનમાં મકરકેતનને ઉમંગે,
આભૂષણો નવલ અંશુક ધારિ અંગે. ૨૦

આનંદદા મધુર ઉત્તમ અર્ઙ્ગનાના,
શ્રોત્ર પ્રિય સ્વર સમાં મણિનૂપરોના;
ચક્રાંગ કૂજનથકી રમણીય લાગે,
પદ્મે મનોજ્ઞ કમલાકર તીર આજે. ૨૧

---

(૧૯) જળાશયોમાં હંસાદિ પક્ષિઓનાં આવાં ક્રીડન સ્વાભાવિક છે. જુઓ. एतस्मिन्मदकलमल्लिकाक्षपक्ष व्याधूत स्फुरदुरुदण्डपुण्डरीकाः ( उत्तररामचरितम् )

આ દિગ્વધૂ—મુકુર શા સર માર્ગમાંથી,
મુક્તા ભર્યા મૃદુ મૃણાલ કરે નતાંગી;
આવે શુ ! મોદ ભરિ મન્મથકેરિ જાયા,
પ્રદ્યુમ્નઆપ્તતમ માધવને વધાવા. ૨૨

તીરે તમાલ તરૂ પલ્લવને ઘણેરાં,
સંઘટ્ટ પામી નવ પલ્લવને થયેલાં;
નાચે મયૂર મતિથી ઘન કાળની ને,
વિશ્લિષ્ટ થાય વળિ દીન રથાંગ' દા'ડે. ૨૩

ક્રીડાથિ ખિન્ન થઈ સમ્ભ્રમથી છુપાતી,
આલિંગનો સુતનુ ગાત્રશુ પામવાથી;
સંઘટ્ટ પત્રથિ કરૂબક પુષ્પ આજે,
સૌભાગ્ય દે અધિક કામિનિ કેશપાશે. ૨૪

જ્યાં મંદ વાયુ નચવે તરૂ ને લતાઓ,
ક્રીડાર્હ છે જળથિ ઉક્ષિત જ્યાં શિલાઓ;
જેનાં ઘણાં તિમિર પૂર્ણ ગુહાગૃહોમાં,
રે' તાણ્ડવો મચિ નિરન્તર બર્હિયોનાં. ૨૫

કાન્તાતણા રૂચિર ઉજ્વલ હાસ્ય જેવાં,
સૌગન્ધવાન્ કુસુમથી ગિરિમલ્લિકાનાં;

---

(૨૨) કામદેવનો મીત્ર વસંત છે. જુઓ. व्यंतार्कसर्वतुघनेवनेमधुंस्वमित्रमन्नानुसरन्निवस्मरः(नैषधीयचारितम्)

દેખાય હાસ્ય કરતાં લઘુ શૃઙ્ગ જેનાં,
એવા હરે ન મન ભૂધરરાજ કેનાં ! ૨૬

વારી વિહાર સમયે નવ-યૌવનાના,
વક્ષપ્રદેશથિ કપોલથિ કુંકુમોના;
ધોયાથિ લેપ તરૂણાર્ક સમાન રાતાં,
લજ્જા હરે સુતનુની જલ દીર્ઘિકાનાં. ૨૭

સન્ધ્યા સમે વિરહ દુઃખથિ ખેદ પામી,
રોકે જતાં અધિક નેહથિ કણ્ઠ ઝાલી;
કલ્પાન્ત એમ કરતી તજતાં અથાગ,
લેતો પ્રિયા મુખનુ ચુમ્બન ચક્રવાક. ૨૮

કસ્તૂરિકા મલય, ચન્દન રક્ત ચારૂ,
ગોરોચના અગુરૂચન્દન દેવદારૂ;
કર્પૂર યુક્ત કરિ ચન્દન ચંચલાક્ષી,
વૈદગ્ધ્યથી રચતિ પત્રલતા રૂપાળી. ૨૯

પે'રી વધૂ વસન ચિત્રિત રાજહંસે,
ધારી નવીન મણિનૂપુર તાલપત્રે;

---

(૨૭) કપોલ તથા સ્તનપર કુંકુમ લેપ કરવાનો સંપ્રદાય પુરાતનછે. वैदग्ध्यंजहतिकपोलकुङ्कुमानि(मालतीमाधवम्)

(૨૯) કસ્તૂરી આદિ લેપન પણ કરવાનો સંપ્રદાય છે. જુઓ. कस्तूरी मकरी पयोधरयुगे गल्लद्वयेव श्रियः

(૨૫ ને ૨૬ નું युग्म છે.)( प्रसन्नराघवम् )

ઉદ્યાનમાં વધુ વધૂચિત કો વિલાસ,
જાયે સરાગ રમવા કરિ અર્ફ્યરાગ. ૩૦

આરક્ત પલ્લવ રૂપી અધર પ્રભાથી,
પુષ્પોનિ પંક્તિ રૂપિ મૌક્તિક માલિકાથી;
સંભ્રાન્ત થૈ ભ્રમર પંક્તિ તજી લતાને,
સેવે વિહાર કરતી નવયૌવનાને. ૩૧

સંતાયલી પ્રણય કોપથિ વલ્લભાને,
માર્ગે જતા રસિક વલ્લભ શોધવાને;
અર્ધોપભુક્ત, કુરૂરોથિ વિલાસ ઘેલાં,
સંભ્રાન્ત થાય દલ દેખિ લવિંગ કેરાં. ૩૨

લીલાં વિચિત્ર મૃદુ પલ્લવ આવવાથી,
મીઠી ગલન્તિ મધુ મંજરિ ધારવાથી;
ઉત્કંઠિત પ્રણયરાગવિષે કરન્તો,
આ આમ્ર કોકિલતણા સ્વરથી સુહાતો. ૩૩

ક્રીડાર્હ છે પુલિન પદ્મ પરાગવાળા,
અંભોજ સુત્ર અશનાર્હ મધુ પ્રસૂતા;
આવાસ યોગ્ય લતિકા ગૃહમાં મરાલ,
રે' હંસી સાથ સરના તટમાં સદાય. ૩૪

---

(૩૦) આવાં વસન યોવના સ્ત્રીઓને અતિપ્રિય હોય છે.

वधूदुकूलं कलहंसलक्षणम् . ( कुमारसंभवम् )

(૩૪) હંસોને હંસીઓનો અતિ આસંગ હોય છે.

શેફાલિકા રજનિગંધનિ વાસવાળી,
ઉત્કંઠિતા પ્રણયરાગ કરાવનારી;
રાકા સમાન મધુમાસનિ સેજ રાત્રી,
ગાળે યુવાનજન કેલિગૃહે નતાઙ્ગિ ! ૩૫

સંભોગનું સુખ યથેચ્છિત ભોગવીને,
તૃપ્તા શ્રમલવ યુક્ત વિલાસિનીને;
આમોદવાન્ સર કુશેશયના પરાગે,
ભર્તાથિ આપ્તતમ શીતસમીર લાગે. ૩૬

સિન્દુર વર્ણિ ગજમોતનમાળ ધારે,
વેણી સુગન્ધમય પુષ્પવડે સમારે;
ધારે કટી પર વળી મણિ મેખલાને,
સન્ધ્યાસમે સુતનુ સાસરિએ જવાને. ૩૭

**વારી** પ્રવાહથિ રિઝે ગજરાજ **નાના,**
**નાના** વિધે સુરતરાગતણા **રસીલા;**
**શીલાનુ** સેવન કરે સુખ આપ**નારી,**
**નારી** નરો સુરતના શ્રમને નિ**વારી.** ૩૮

---

જુઓ. इह रमयति हंसीं राजहंसोरिरंसुः (नलचम्पू)

(૩૬) ક્રીડા પછી પવન અતિ પ્રિય લાગે છે એ સ્વાભાવિક છે. शीप्रावातः प्रियतम इव प्रार्थनाचाटुकारः (मेघदूतम्) (૩૮) આ શ્લોકમાં सिंहावलोकन રીતિ છે.

## द्रुतविलंबितवृत्तम्.

**નરમણી રમણી** સહ કો કરે,
**રતિ વિલાસ વિલાસ** વનોવિષે;
**ભવનમાં વનમાં** પુર સન્નિધે,
**ઉપવને પવને** સુખ સાંપડે. ૩૯

ચરણ તાડનથી યુવતીતણા,
કુસુમનો નવ ઉદ્ભવ પામતા;
વિધટ પત્રનિ છાયવિષે કરે,
તરૂ **અશોક અશોક સશોકને.** ૪૦

તજતિ શૈશવ પુષ્પવતી થતી,
રૂચિર મોહક° યૌવન પામતી;
ધરતિ સંગવડે સહકારના,
વિરલતા ન લતા નવમલ્લિકા. ૪૧

જલવિહાર કરી સર તીરમાં,
કર કરેણુતણા ધરિ કંઠમાં;
વિગમતો બહુકાળ વિલાસમાં,
ફૂલિનિ કુન્જનિ કુન્જર છાયમાં. ૪૨

રમતિ કન્દુકથી યુવતીતણાં,
વલય નૂપુર ઘોષથિ ગાજતાં;

---

(૪૦) અશોક પાદતાડનથી પુષ્પિત થાય છે. જુઓ
तत्पादाम्बुजताडनैरपिविनाकंकेलय:पुष्पिता(पार्वती.प.)

ધવલ નીલ લતાગૃહ શોભતાં,
મુકુલથી ફુલથી મધુપોતણાં. ૪૩

લલિત પલ્લવ ગાત્ર વિલાસથી,
નમિ નમી સુખ સંગતુ આપતી;
વન લતા રિઝવે દઇને મધુ,
સુખદ માધવ ને ધવને વધૂ. ૪૪

શ્રમથિ દુઃસહ વારિવિહારના,
શ્રમિત દમ્પતિનો શ્રમ ટાળવા;
મદનપીઠ પિયંગુ લતા રચે,
વિખરતાં ખરતાં કુસુમોવડે ૪૫

સુતનુ રક્ત નવાંશુક પેરિને,
સુરભિ ધૂપથિ કેશ સમારિને;
ધરતિ કેસરમંજરિ કર્ણમાં;
કુવલયો વલયોચિત હસ્તમાં. ૪૬

વચન ભંગ થવાથિ રિસાયલી,
સુતનુને નિજ સંગ તજી જતી;

---

(૪૩) કંદુકથી રમવાનો ચાલ પૂર્વનો છે. बाल्येकृतं कन्दुकताडनेषु श्रमं मृगाक्षी बहुमन्यतेस्म (विक्रमाङ्क-चरित) બધા દ્રુતવિલંબીતમાં पादादियमक છે.

(૪૬) વસંતમાં રક્ત વસન વિશેષે કરીને પેરવામાં આવે છે. वासोवसाना तरुणार्करागम् (कुमारसंभवम्)

પ્રણમિ કામુક લૈ કર કંઠમાં,
વિનવતા નવતાલિનિ કુન્જમાં. ૪૭

કુસુમ મંજરિમાં મન માનશે,
વળિ મને મળતાં મમતા જશે;
ન મુકશો પદ રો' પિઉ માનમાં,
**હરિત માંગરિતમાલનિ કુન્જમાં.** ૪૮

અધર પલ્લવના મધુ પાનના,
મદથિ મત્ત થતા મધુપો સમા–
રમણહસ્ત નિવીથિ નિવારતી;
નવનિતા વનિતા રતિ ભીતિથી. ૪૯

ભ્રમર પાદથિ તાડિત પદ્મ શાં,
શ્રમ જલાર્દ્ર થતાં સુરતાન્તમાં;
દશન દંષિત આનન ભાસતાં,
કમલ કોમલ કો યુવતીતણાં. ૫૦

પદ અલક્તક બિન્દુથિ શોભતાં,
વપુતણા સ્મર તાપ નિવારતાં;
વિકલ દમ્પતિને સુખદા થતાં,
શશિકરો શિકરો જલ યન્ત્રનાં. ૫૧

---

(૪૮) નવોઢાને રતિનો બહુ ભય હોવાથી તે તેનો અ-નાદર કરે છે. नाभिदेशनिहितः सकम्पया शंकरस्य रुरुधे तया करः (कुमारसम्भवम्)

વિપુલ વક્ષયિ ઉન્મદ અંગના,
કરતિ મોહન ચિત્તનુ કામિના;
ભુજલતા પ્રતિરોધયિ વાગતાં,
વલયથી લયથી સુરતાંતમાં. ૫૨

નવિન યૌવનવાળિ વસન્તમાં,
વનલતાથકિ બન્ધન પામતાં;
રસ ભર્યાં વનપાદપ સિંચતા,
જલ તરંગ તરંગથિ વાયુના. ૫૩

મુદિત થૈ મળવાથિ વધૂલતા,
સ્વઉપકારનિ ધારિ ગુણજ્ઞતા;
યશનુ ગાન કરે શું વસન્તનાં,
તરૂ કદંબ કદંબથિ ભૃંગના. ૫૪

મધુતણા દિન દુઃસહ માનતી,
સુદતિના અલકોચિત પુષ્પથી;
પથિકનાં મનને અમુઝાવતા,
કુરવકો રવ કોકિલ યુગ્મના. ૫૫

---

(૫૨) કંકણરવ મોહજનક હોય એ વાસ્તવિક છે. જુઓ. "અતિ પ્રિય તને નતાંગિ, મોહજનક વળિ મને સુરત કાળે; કરકરભે નથિ ધરિયાં, એવાં કૃશતનુ! મણિવલય શાને."

( चन्द्रापिडसंभवम् )

(૫૫) કરૂવક પુષ્પને વસંતમાં સ્ત્રિયો ચોટલામાં પેરે છે. चूडापाशे नवकरुवकं चारुकर्णेशिरीषं.(मेघदूतम्)

મદન મોદ ન મા'જન વારતા,
કિતવ સન્ત વસન્તવિષે થતા;
ન રજ ધીરજ ધીમત ધારતા,
શું કરિએ કરિએ શઠને તદા. ૫૬

## रुचिराछन्दः

મધુદ્રુત રસ પી મત્ત થયેલી રતિરસ ઘેલી પરભૃતિકા,
સહજ સહજમાં નરકોકિલ શુ રાગ કરી થઇ રતિકલુષા;
આમ્ર અશોકની કુન્જોમાંથી વૃન્દ ઉરાડી મધુકરનાં,
સંક્ષોભ બધે વનલેખામાં કરી થાય અનુમત સુરતમાં. ૫૭

## वैतालियवृत्तम्.

મધુમાસ વિષેજ માધવે, વિરહીનાં હૃદયો બિકાવવા;
નવ પલ્લવને નવાંકુરે, વનનાં પાદપને પ્રબોધિયાં. ૫૮
કુવ કેતકિ ગર્ભ કોમલ, હૃદયોને દળવા પ્રિયાતુરાં;
મધુમાસજ માલ પૂર્ણ છે, સુભગે! પ્રોષિતભર્તૃકાતણાં. ૫૯
કુસુમોદ્ગમને બતાતણે, દલરાગે દ્રુમને દ્રવી જતું;
હૃદય પ્રણય પ્રલાપથી, સુભગે! પ્રોષિતભર્તૃકાતણું. ૬૦

---

(૫૭) કોકિલાઓ વસંતમાં આમ્રરસ પી સ્વચ્છંદ ક્રીડન કરે છે. दत्तं प्रियाभि र्बहुमानपूर्वमासाद्यचूतासवमन्यपुष्टाः ( पार्वतीपरिणयम् )

પુરનો વન દેવતાતણી, મધુ વાંચ્છા કુસુમ પ્રપાતથી;
કરિપાંડુર દિગ્પરાગથી,વળિ દિક્પાલ રિઝાવતો સખિ !૬૧
નવ પલ્લવ રાગ પામતી, લતિકાને શિખવાડવાવિષે;
રતિ વિભ્રમ નૃત્ય ચાતુરી, નિપુણાચાર્ય થયો સમીર છે. ૬૨
મધુર સ્વરથી પતત્રિણો, યશ ગાતાં મધુમાસના કરે;
જનને સુરત પ્રવૃત્ત જ્યાં, વન એવાં વરઘેલિને ગમે. ૬૩
તનુ અંબર પુષ્પ કંચુકી, ધરિ પુષ્પાભરણો પ્રમત્ત થૈ;
કુસુમાકરમાં વધૂ રમે, રતિરાસ પ્રજને સહાય લૈ. ૬૪

## वसन्ततिलकावृत्तम्.

પ્રેમપ્રમુગ્ધ વળિ પુષ્પવતી થયેલી,
ગોપાલ નારિ સમ મોહવિષે પડેલી;
એવી લતા રિઝવતો વિવિધ પ્રકારે,
આપો વરોરૂ! વર માધવ તે તમોને. ૬૫

## इतिश्रीऋतुवर्णनेवसन्तवर्णनम्.

---

(૬૫) श्लेषालंकारः માધવ=કૃષ્ણ અને વસન્ત.

# अथग्रीष्मवर्णनम्.

## अनुष्टुपच्छन्दः

પુષ્પાદિ કાનનશ્રીનો, પૂર્ણ સમૃદ્ધિ કાલ જે;
સન્ધ્યા રાત્રીવિષે રમ્ય આવ્યો તે ગ્રીષ્મ આ પ્રિયે ! ૧

## पुष्पिताग्रावृत्तम्.

અતિ રૂચિર નિદાઘ દીર્ઘ દા'ડા,
વળિ શશિશીતસિતાથિ રમ્ય દોષા;
વન સલિલ વિહાર યોગ્ય વા'લિ !
સમય રૂડો નરનારિને વિહારી. ૨

દિનકર કર ના પ્રવેશ પામે,
પ્રખર સમીર ન જ્યાં કદાપિ વાયે;
હરિ સુરત કરે વરોરૂ ! એવાં,
ક્ષિતિધર સન્નિધનાં વનાંતરોમાં. ૩

વન ગજ રદનચ્છદે ઝરન્તા,
દ્રુમ રસની ગૃહિ વાસ વાયુ વા'તા;
સુભગ અમલ ઝર્ણું જ્યાં ઝરન્તાં,
કરિ કરતા વનમાં વિહાર એવાં. ૪

---

(૨) પુષ્પિતાગ્રાવૃત્ત—પ્રથમ ચરણમાંહિ "નાન-રાયા" "નજ જરગા" ગુણવંતિ પુષ્પિતાગ્રા.

અવિરલ દલ વાળિ ડાળિયોના,
વિપુલ પરસ્પર બન્ધને સુહાતા;
તરૂવર સમવાયમાં ઉનાળે,
પણ વનઅંતર શીત રે' સદાયે. ૫

સલિલ સમ જણાય ચંડ તાપે,
જ્વલિત અરણ્ય સિમા નિદાઘ કાળે;
હરિણ કુલ પરિશ્રમ પ્રદેશે,
કરિ કરિ ધાવન શાન્ત થાય સાંજે. ૬

નિબિડ વનવિષે લવિંગ કેરાં,
મૃદુ દલકેરિ કરિ સુતેલ શય્યા;
પથિક જન વનપ્રિય સ્વરે હા!
પ્રશમન કિન્નરકંઠિ! પામતા ના. ૭

દિનમહિ રવિ–તાપ વૃદ્ધિ પામે,
કપિ કુલ પક્ષિ વનાન્તરે વિરામે;
સુખકર થતિ સેવતાં મૃગોને,
તરૂતણિ નિમ્નનિકુન્જ કુન્જરોને. ૮

---

(૮) અતિતાપથી વ્યાકુલ થઇ પશુપક્ષિઓ નાશી નાશી શીળી છાયામાં ભરાય છે. श्वासितिविहगवर्गः शीर्णपर्णद्रुमस्थः कपिकुलमुपयाति क्लान्तमद्रेर्निकुंजम्.

(ऋतुसंहार)

લલિત લલિત નીલ પલ્લવાળાં,
હરિત નતાઙ્ગિ! પયોદ પુન્જ જેવાં;
મન હરણ કરે શિખણ્ડિ શબ્દે,
તરૂ તરલાક્ષિ! તમાલ તાણ્ડવાન્તે. ૯

મધુકર કરતા મનોજ્ઞ રાગે,
રૂચિકર ગાન કદંબ કેસરાગ્રે;
કુહુ કુહુ કલ શબ્દ કોકિલાઓ,
ધ્વનિત કરે કરિ કર્ણિકાર કુન્જો. ૧૦

વર સહ વધુઓ નિતંબગુર્વી,
ધરિ તનુ અમ્બર પુષ્પ દામ કાઞ્ચી;
કરતિ સખિ! નિદાધના દિનોમાં,
વિવિધ વિલાસ વિલાસ વાટિકામાં. ૧૧

તજી વિગલિત વેણિ પુષ્પમાળા,
સજ કરિ વિશ્લથ કેશ પાશ બાળા;
ધરિ પુનરપિ શુભ્ર સાટિકાઓ,
ઝટપટ જાય દિવાભિસારિકાઓ. ૧૨

મૃદુ પવનથિ અંગ ભંગ પામી,
લલિત મનોહર પલ્લવાંગુલીથી;

---

(૧૦) આ શ્લોકમાં **વૃત્યનુપ્રાસ** છે.

(૧૨) દિવાભિસારિકા ધવલ વસ્ત્ર પણ પેરે છે.

સખિ!જોધોળાપુષ્પવસ્ત્રવાળીદિવાભિસારિકામાધવી(કલ્પસુંદરી).

કરતિ વધુલતા વિષાદ આણી,
મધુપનુ તર્જન અન્યગામિ જાણી. ૧૩

મધુજળથકિ છાંટિ ભૂમિભાગ,
ક્ષિતિપર પાથરિ પુષ્પનો પરાગ;
વરતનુ વનમાં સહર્ષ ખેલે,
સખિસહ કન્દુકકેલિ કેલિકુન્જે. ૧૪

વિધવિધ વનમાં વિલાસ વાધે,
રતિવર તર્ક વિતર્ક બો' કરાવે;
વરતનુ વર વાટિકાનિ કુન્જે,
રતિકલુષા વરવર્ણિને મનાવે. ૧૫

કુસુમનિ ધરતાં મનોજ્ઞ કાઞ્ચી,
દઢ પરિરમ્ભણુ પામતાં રિસાતી;
હઠ લઘુ વધુઓ વિલાસવંતી,
કમલથિ તાડન કંથને કરંતી. ૧૬

શ્રમ જલ લવથી વિભૂષિતાંગી,
ધવલ સુઅમ્બર આછુ અંગ ધારી;
પતિ સહ કરતી દિવાર્ધ થાતાં,
વરતનુ વારિવિહાર વાપિકામાં. ૧૭

તટ ઉપર તમાલની નિકુન્જે
શિખિ કરતા નરનાટ્ય એક પાદે;

---

(૧૫)આ શ્લોકમાં વૃત્યનુપ્રાસછે.

મધુકર કુવકોટરે ભરાતા,
વળિ પિકપોપટ શબ્દ જ્યાં સુણાતા. ૧૮

કુસુમરજ ઉડી ઉડી છવાતા,
શિશિર સિતે ! સુરભી સમીર વા'તા;
સખિજન કરતાં વિહાર એવા,
સખિ ! ગૃહવાપિતટોપરે રૂપાળા. ૧૯

પ્રમદવન સમંતતઃ કરાવી,
પટ પરિધાનતણા વિલાસ ધેલી;
ધરિ મૃદુ કર કંથના ગળામાં,
ઉતરતિ વારિ વિહાર દીર્ધિકામાં. ૨૦

સિત તનુ પરિધાનને ધરીને,
પદ કટિ નૂપુર મેખલા સજીને;
સર સરણિ ધરે જતી સ્ત્રિયોથી,
મદકલ રાજ મરાલની સ્વરશ્રી. ૨૧

અવિમલ જલ થાય અંગરાગે,
જલ પુર મંજીર મેખલા ન વાગે;
ક્ષુભિત જલ વૃષા સમાન લાગે,
રતન કુવ કોષ ખુડત્રે વિહાર કાળે. ૨૨

---

(૨૧) ગ્રીષ્મમાં ઝીણાંવસન પેરવાં એવું વૈદકનું મત છે.

सुसूक्ष्म तनुवाससः [वाग्भट्ट]

ઉડિ જલ કણિકા વિહાર કાળે,
દિનકર કીર્ણથિ ઇન્દ્ર ચાપ ધારે;
વળિ કણ ઉડતાં જણાય જેવા,
ત્રુટિત સુમૌક્તિક હાર સુન્દરીના. ૨૩

કરતિ જલ વિહાર કામિનીના,
વિગલિત કેસર અંગ રાગવાળાં;
ક્ષુભિત જલ વિહાર દીર્ધિકાનાં,
પણ નવ શાન્ત પડે પ્રભાત થાતાં. ૨૪

કપિકુલ તપતાં પ્રચંડ તાપ,
ઘન દલ કુંજવિષે કરે વિરામ;
તલસ તલસ થાય જીવ જન્તુ,
દિન વિગમેય ન શાન્ત થાય કિન્તુ. ૨૫

હરિત દલવડે છવાતિ શાખા,
રૂચિકર લાગતિ જાય વૃક્ષ લેખા;
વળિ મન હરતા વરોરૂ ! લીલા,
ફલકલ ખીલિ રહેલ જ્યાં જવાસા. ૨૬

વન મહિ અતિ ગંભિર સ્વરેથી,
તરૂવર કુંજ ગજાવિ રાસ ગાતી;

---

(૨૪) ગ્રીષ્મ સમયમાં જલ વિહાર અતિપ્રિય લાગે છે. सुभगसलिलावगहाःपाटलसंसर्गिसुरभिवनवाताः(शाकुन्तलम्)

જનપદ વધુઓ ઝુલે હિંદોળે,
તરૂવર ડાલતળે હિવાર્ધ કાળે. ૨૭

## रथोद्धतावृत्तम्.

વાસવે રમતિ રાસ આસવે,
મત્ત નારિ જન વામલોચને !
ચોરિ રંગ શુ વસન્ત–સાળુનો,
વાતપોથ વનમાં ખિલી રહ્યો. ૨૮

કર્ણિકારનિ નિકુન્જ સેવતી,
સેવતી સુતનુ સારિકા તજી;
સેવતા ધવલ માઘ કામિની,
ચંચરીક તજી આમ્ર મંજરી. ૨૯

વારવાણુ થઈ વેણિ ને શૃણિ,
વાસથી વરવધૂ હૃદે વશી;
વાટિકામહિ હિવાર્ધમાં વળી,
માધવી મદનને વધારતી. ૩૦

લિપ્ત ચન્દનરસે ઉરોજને,
વક્ર પત્રરચના વતંસને;
કામિની કરિ કરે પ્રમત્ત આ,
ઉષ્ણકાલમહિ કામિને સદા. ૩૧

---

(૩૧) ચન્દનાદિ પદાર્થ આ ઋતુમાં અતિ સુખકર થાય છે. मणिप्रकाराः सरसंचचन्दनम् (ऋतुसंहार)

## ગીતિ.

દંતપત્ર ધરિ દલનાં,
    કુન્દ દામિની, શિરીષ ધરિ શીર્ષે;
અભિનવ કરતી જાતી,
    નવવધૂ સંધ્યાસમે સ્વસાસરિયે. ૩૨

પટુપટહધ્વનિત્રસ્ત,
    શિખંડી શબ્દે ધ્વનિત વનલેખા;
પુરોપકંઠો ગાજે,
    કલકલ શબ્દે વળી વિહંગમના. ૩૩

રજધૂસર નભમાંથી,
    આછી આછી પડે શશિ જ્યોત્સ્ના;
ફુટતી કુન્દ કળીની,
    વાસગૃહિ વળિ શિશિર સમીરવાતા. ૩૪

સુભગ જળાશય તીરે,
    તાલપત્રનો કરી વ્યજન ઢોળે.
શિશિર સમીર સખીને,
    હસ્તિરાજ આ રતિવિરતી કાળે. ૩૫

---

(૩૪) ગ્રીષ્મમાં પવન ઘણો ઉન્મત્ત હોવાથી ધૂળ ઘણી ઉડે છે. प्रसह्यवातोद्धतरेणुमण्डला, प्रचण्डसूर्यातपतापितामही (ऋतुसंहार)

કુસુમિત લતાગૃહોમાં,
કલાપ કરિને કલાપિઓ કરતા;
તાણ્ડવ પ્રિયા રિઝાવા,
ધન્ય ધન્ય એ વિહંગ વલ્લભતા. ૩૬

સ્રીગૃહ વાતાયનની-
ચન્દ્રકાન્ત તણિ તિરસ્કરિણીમાંથી;
રતિમૂર્છિતા મુગ્ધાની,
ગ્લાની હરતા શિશિર પવન આવી. ૩૭

જળ સરિતા વાપીનાં,
સુકાય ઉંચા જણાય કુવ કોપ;
વસુધા તપતી તાપે,
સ્વામી વિયોગે વિયોગિણી જેમ. ૩૮

કર્પુર કેસર ચંદન,
ચન્દ્રકાન્તવળિ શશાઙ્કની જ્યોત્સ્ના;
રૂચિકર નિદાઘ માંહે,
તાપ હરે સખિ સદાય દંપતિના. ૩૯

નાના વિધના સુખમાં,
ગુરૂજન સાથે પ્રમોદમાં વસતાં;
શ્રીમતિ ! દંપતિયોની,
રેજો ખટ ઋતુ સદાય સેવામાં. ૪૦

॥ इतिश्री ऋतुवर्णने ग्रीष्मवर्णनम् ॥

# कठिन शब्दोनो कोष.

**અ.**

અકાલ ... ...... કવખતનું.
અગુરૂચન્દન ... ચંદન વૃક્ષ.
અર્જુન......વૃક્ષનુ નામ છે.
અટ્ટહાસ ... ખડખડ હસવું.
અત્યુગ્ર... ...ઘણો સખત.
અતિ મુક્ત—એક જાતની વેલી.
અતનુ– ... ... ... જાડુ.
અદ્રિ ... ... ... પર્વત.
અધર – – નીચેનો ઓઠ.
અનંગ ... ... કામદેવ.
અન્યગામી ... પરસ્ત્રીલંપટ.
અન્યભૃતા ... ...કોયલ.
અનુમત... એક મત. આજ્ઞા
અભ્ર. ... ... વાદળ.
અભિસારિકા—સંકેત કરી પ્રિયને મળવા જનાર સ્ત્રી.
અભીક ... ... કામિ પુરૂષ.
અમલ ... ...ચોખુ, નિર્મલ.
અમોઘ ... વિસ્તાર પામતું.
અર્ધ ... ... ...અડધું.
અર્ધોપભુક્ત...અડધુ ખાધેલું.
અરવિન્દ ... ... ...કમળ.
અર્ભક... ... બચ્ચાં, બાળ.
અલક... ... ... ચોટલો.
અલિ ... મધમાખ, ભમરો.
અલકોચિત... ચોટલે પે'રવા યોગ્ય.
અવધ ... ...અંત, છેડો.
અવરોધ...અંતઃપુર. ખાનગી મેડી.
અવિરલ ... ... ... ઘાડુ.
અવિમલ...મેલુ, ડો'ળાયેલું.
અશનાર્હ... ...ખાવા યોગ્ય.
અશીત નિશ્વાસ—ઉનાનિસાસા.
અશોક...આસોપાલવનું ઝાડ, શોક વગરનું.
અસહ્ય...નસહન થાય તેવું.
અસ્વસ્થ—ઠેકાણા વગર, જેમ તેમ
અશ્રુપૂર. ... ...આંસુડાં
આતાપ ... ... તાપ.
આર્ત... ... ... દુઃખી

આદિત્યબાલકર=સૂર્યનાં ફુટ-
તાં કિરણ.
આનન. ... ... મુખ. મોં.
આપ્રતમ... ...વધારે પ્રિય.
આમોદવતાં...સુગન્ધિ વાળાં.
આમોદ... ... ...સુગન્ધ.
આમ્ર ... ... ...આંબો.
આભરણો ... ...ઘરેણાં.
આર્દ્ર ... ... ... ભીનું.
આરક્ત... ... ... રાતું.
આલિ... ... ... સખિ.
આલિંગી... ... ... ભેઠી.
આવલી... ... પંક્તિ, હાર.
આવાસ. ... રેઠાણ. ઘર.
આશુગ. ... ... પવન.
આસ્ફાલન... ... અથડાવું.
આસ્તરણ–ઢાંકણ, છવાઇ જ-
વું તે.
આસવપાન ... ... મદ્યપાન.
આસંગ ... ... ... સંગ.
અંક ... ... ... ...ખોળો.
અંકુર... ... ... ...ટીશી.
અંગભંગ=ગાત્ર મરોડવાંતે.
અંગરાગ. ... ... ઉપટણું.
અમ્બર...વાદળ, ઝીણું વસ્ત્ર.

અમ્બુજ. ... ... કમળ.
અમ્ભોધર... ... ...મેઘ.
અમ્ભોજીની ... કમલિની.
અમ્ભોજ સૂત્ર... કમળતંતુ.
અંબરતુષાર...જળના ઝીણા
બિન્દુ.
અંશુ. ... ... કિરણ.
અંશુક ... ... લુગડું. વસ્ત્ર.

## ઈ.

ઈક્ષુદંડ.. ... શેલડીના સાંઠા
ઈલાત્મજા–(ઇલા=પૃથ્વી. આ-
ત્મજા=પુત્રી) વનસ્પતી.
ઇન્દ્રગોપ ... ... ગોકળગાય.
ઇન્દ્રચાપ ... મેઘધનુષ્. મઘ્ઢ.
ઈન્દીવર ... ...કાળુ કમળ.

## ઉ.

ઉજ્વલ ... ... ઉજળું.
ઉત્તમઅંગના ...ઉત્તમ સ્ત્રી.
ઉત્સવ... ... હરખ, મોદ.
ઉત્ફુલ્લ... ... ... ખીલેલું.
ઉત્કંઠિત... ... ... આતુર.
ઉદધિ ... ... ... સમુદ્ર.
ઉદયાદ્રિ ... ... ઉદયાચલ.
ઉદ્યાન... ... ... ...વાડી.
ઉદ્ભવ... ... ફાલ, ઉત્પત્તિ.

ઉન્મદ...... અતિશેમદવાળું.
ઉન્મત્ત ... ... ગાંડુબનેલું.
ઉપવન. ... ... વાડી.
ઉપચાર ... ... ઉપાય.
ઉપભોગ... ... ... નાના પ્રકારના ભોગ ... ...
ઉર્ણાયુ ... ... કરોળિયો.
ઉર્ધ્વ. ... ... ઉંચુ.
ઉરોજ ... ... સ્તન. કુચ.
ઉલંઘી ... ... ઓળંગી.
ઉક્ષિત ... ... છંટાયલું.
ઉષતણા... ... પ્રભાતના.
ઉલ્લસિત ... ... ખીલેલું.

ઔ.

ઔર્ણવસન. ... ઉનનાં કપડાં

ક.

કરૂવક ... એક જાતનુ વૃક્ષ.
કજ્જલરાશિ–કાજળનો ઢગલો.
કટાક્ષ ... ... વક્રદૃષ્ટિ.
કટીપ્રદેશ ... ... કેડ.
કર્ણિકાર ... ... કરેણો.
કર્ણવતંસ ... ...એરીંગ.
કદમ્બ ... ...ટોળું જથો.
કનકવલય–સોનાની કાંકણીઓ.
કપોત ... ... હોલો.
કપોળ ... ... ગાલ.
કપિકુલ ... ... વાંદરાં
કમલ ... કમળ. અંબુજ.
કમલા ... ... લક્ષ્મી.
કમલકોષ ... પદ્મનો સમૂહ.
કમલાકર ... સરોવર, વાડી.
કર ... હાથ, હાથીનીસુંઢ.
કરીને ... ... ... થી
કરી... ... ... હાથી.
કરેણુ ... ... હાથણી.
કરભોરૂ...કેળના જેવી અથવા હાથીની સુંઢ જેવી જંઘાવાળી.
કર્ષક ... ... ...ખેડુત.
કર્પૂર ... ... ...કપૂર.
કલકોકિલ... કોયલનુ બચ્ચું.
કલરવ... અસ્પષ્ટમીઠા સ્વર.
કલત્ર ... ...નિતંબ. સ્ત્રી.
કલહંસ ... ... હંસ.
કલાપી ... મોર મયૂર.
કલા'ર ... ... ફુલઝાડ.

કલાપ ... સમૂહ જથો.
કસ્તૂરીકા ... ... કસ્તુરી.
કષાય... ... ... સુગંધી.
કાનન ... ... ... વન.
કાન્ત ... ...ભાર્તા, પ્રિય.
કાન્તા ... ... સ્ત્રી, પ્રિયા.
કાર્પાસ... ... ... કપાસ.
કામ ... ... ... કામદેવ.
કામભોગ ... કામના ભોગ
કામિની—એક જાતનું પુષ્પ, સ્ત્રી
કામુક ... કામીપુરૂષ.
કામસક્ત ... ...કામમત્ત.
કાસ—એક જાતનુ ડાભ જેવું ઘાસ.
કામ્પિલ...એક જાતનું પુષ્પ.
કાસાર ... ... સરોવર.
કિતવ ... ...શઠ ઠગારો.
કિસલય ... ... કુંપળો.
ક્રીડાર્હ ... ક્રીડા કરવા યોગ્ય.
ક્રીડા પ્રસંગ...ક્રીડાનો સમય.
કિન્નરકંઠિ... કિન્નરનાજેવાકંઠ વાળી.
કેકાસ્વર ... ... મોરનાસ્વર.

કેતક ... ... ... કેવડો.
કેતકી... ચોમાસાનું ફુલ ઝાડ
કેલિકુંજ ... રમવાનુ ઠેકાણું.
કેલિગૃહ ... ,,
કેશકલાપ ... ... ચોટલો.
કેસરી ... ... સીંહ.
કુરૂર ... એક જાતનું પક્ષી.
કુચ ... ... ...સ્તન.
કુટદ્રુમ...શીખરપરનાં વૃક્ષ.
કુંજ ... ... મંડપ.
કુંજર... ... ... હાથી.
કુન્દ... ... ... મોગરો.
કુમુદવન ... પોરણાંનું વન.
કુમુદિની ... ... પોરણી.
કુરંગ ... ... હરણ.
કુરવક ... ... વૃક્ષ છે.
કુલ ... ... ... ટોળુ.
કુલવધૂ... ... ... વહુ.
કુવકોષ — પદ્મનો સમૂહ.
કુવકોટર-કમળનીઅંદરનોભાગ
કુવલય ... ... ...કમળ.
કુશેશય ... ... ...કમળ.
કુહુકુહુ... ...કોયલના ટહુકા.

કુસુમાકર ... વાટિકા. વસન્ત
કુસુમ ... પુષ્પ ફુલ.
કુસુમશયન ... ફુલની શય્યા.
કૈરવ... ... ... પોરણાં.
કોષ ... ડોડો સમૂહ.
કંચુકી... ... ... કમખો.
કન્દુકકેલી ... દડાની રમત.
કન્દરા ... ... ખો, ગુફા.
કૃષીવલ ... ... ખેડુત.
કૃષક ... ... ... ખેડુત.
કૃશોદરી...નાના ઉદરવાળી અ-
ર્થાત્ પાતળી કેડ વાળી.
કૃષાનુ ... ... ...દેવતા.
કર્ષકજન... ... ... ખેડુત

ખ.

ખણ્ડિત ... ભાગેલું, ખાંડું.
ખંજનલોચને...ખંજન પક્ષી-
ના જેવાં નેત્રવાળી.

ગ.

ગજગતિ—હાથીના જેવીચાલ.
ગર્જન ... ... ગર્જના.
ગર્જીત ... ગાજી રહેલું.
ગન્ધિ... ... સુગન્ધદાર.
ગવાક્ષ ... ગોખલો, જાળીયું.
ગહન ... ... અકળ.
ગાત્ર ... ... ...અંગ.
ગ્રાવા ... ... ... પર્વત.
ગામ્ભિર્ય ... ગંભિરતા.
ગિરિકન્દરા...પર્વતની ખીણ.
ગિરિરાજ ... ... પર્વત.
ગિરિસન્ધિબન્ધ ... પર્વતના-
સાંધા.
ગિરિમલ્લિકા-શિખરપરનાં વૃક્ષ.
ગુંજન ... ગુણગુણસ્વર.
ગુહાગૃહ ... ગુફારૂપીઘર.
ગૂઢવસતી ... —ઓરડો.
ગોપાલનારી ... ગોપિકાઓ.
ગૃહવાપી... ઘર પાસેનીવાવ.

ઘ.

ઘટસ્તની ... ઘાડાસ્તનવાળી.
ઘન ... ... ... ઘાટું.
ઘનચ્છાયા ... ઘાડીછાય.
ઘનતરૂચમરી...ઘાડાં વૃક્ષનીચ-
મરી.
ઘર્મલવયુક્ત...પસીનાનાં બિન્દુ
વાળું.

ઘ્રાણેન્દ્રિય ... નાસિકા.
ઘોષ ... શબ્દ, અવાજ.

**ચ.**

ચક્રવાક—એક જાતનું પક્ષી જે રાતે પ્રિયાથી જુદુ પડે છે.
ચક્રાંગકૂજન ... હંસરવ.
ચંચલાક્ષી...ચંચલ નેત્રવાળી.
ચન્દ્રિકા ... ... ચંદની.
ચંપક ... ... ચંપો.
ચન્દ્રવક્ત્રા...ચંદ્રના જેવા મુખવાળી.
ચન્દ્રકયુક્ત...ટીલડીઓવાળા, ચાંલ્લાવાળા.
ચન્દ્રકાન્ત...એક જાતનો પથ્થર કે જેમાંથી ચંદ્રનાં કિરણ પડયે પાણી ઝરે છે.
ચાતક ... ... બપૈયો.
ચાપ ... ... ધનુષ.
ચિત્રા ... ... નક્ષત્ર.
ચિત્રિત ... ...ચિતરેલું.
ચુમ્બન ... ... બચ્ચી.

**છ.**

છાદિત... છવાયલું, ઢંકાયલું.

**જ.**

જમ્બુતરૂયુક્ત...જાંબુડાનાં વૃક્ષવાળું.
જલકન્દરા...પાણીવાળી ખીણો
જલયંત્ર ... ... ફૂવારા.
જલજ ... ... કમલ.
જલ વિહંગમ... જલઉપરરેહેનારપક્ષી.
જલનિધિ ... ... સમુદ્ર.
જલધર ... ... મેઘ.
જલપાત-જળનુંપડવું, ઝાપટું.
જલદસંગ ... મેઘ સંગ.
જલધિ ... ... સમુદ્ર.
જલાસાર ...ઝાપટાં, ઝડીઓ.
જાનુ ... ... ... જંઘા.
જાયા ... ... સ્ત્રી, વહુ.
જીર્ણપર્ણ ... જુનાં પાંદડાં.
જ્વર ... ... ... તાવ.
જ્યોતિષ્મતી ...ચન્દ્રિકા તારા વગેરેવાળી રાત્રિ
જ્યોત્સ્ના... ચાંદનિ, કૌમુદી.

**ત.**

તટ ... ... તેડ, કાંઠો, તીર.

તટદ્રુમ ... કાંઠાનાં ઝાડ.
તટિની ... ... નદી.
તડાગ ... ... તલાવ.
તડિલ્લતા ... વિજળી.
તદપિ ... ... તોપ્ય.
તદા ... ... ત્યારે.
તન્વમ્બર—આછુ વાદળ, આછુ વસ્ત્ર.
તનૂદરી... સાંકડા પેટવાળી, (જુઓ, કૃશોદરી)
તપ્તા...તપેલી, ગરમ થયેલી.
તમ ... અંધારૂ, તિમિર.
તમયુક્ત ... અંધારાવાળું.
તમસ્વિની ... અંધારી રાત
તરલાક્ષી... ચંચળ નેત્રવાળી.
તરંગ ... મોજાં લહરીઓ.
તરંગિણી ... સરિતા નદી.
ત્વરિત ... ... ઉતાવળું.
તરૂ... ... ... ઝાડ,વૃક્ષ.
તરૂણાર્ક ... ... ઉગતો સૂર્ય
તરૂવૃન્દ ... ઝાડનાં ઝુંડ.
તર્જન ... તરછોડી કાઢવું તે.
તાડન... ... ... મારવું.
તાડિત ... ... તાડન કરેલું
તાણ્ડવ ... ... મોરનું નૃત્ય.
તારક ... ... તારા, ડોળો.
તાલપત્ર ... કાનનું ભૂષણ.
તિમિર ... ... ...અંધારૂ.
તુષાર ... ઝાકળ,ટીંપાં, બરફ.
તુષારમુક્તાકણ ... કરારૂપી મોતીના દાણા.
તૈલ ... ... ... તેલ.
તોયધર ... વરસાદ, મેઘ.
તોયરાશી... ...દરિયો. સમુદ્ર.
તૃપ્તિમતી ... ... તૃપ્ત થયેલી.
તૃષાતુરા ... ... તરસ્યા.
તૃણ ... ... ... તરણાં.
તૃપ્તાપ્ત ... પરિપૂર્ણ. ધરાવું તે
ત્રિલોક ... ... ત્રણ લોક.
ત્રિયામા ... રજની. રાત્રિ.

દ.

દર્દુર ... ... મેડક. દેડકાં.
દધિ ... ... ... દહીં.
દર્પ ... ... અહંકાર, ગર્વ.
દલ ... ... પાંતરાં. પાંદડાં.
દર્ભ ... ... ... ડાભ.

દયિતા ... ... સ્ત્રી, પ્રિયા.

દશનદંશિત... દંતનાં ચિન્હ-વાળું.

દાવ ... ... અરણ્ય. વન.

દાવાગ્નિ ... વનનો અગ્નિ.

દિક્પાલ... દિશાનો પાળનાર.

દિક્ષા ... આજ્ઞા, આશીર્વાદ

દિગન્તર ... ... દિશા.

દિગ્વધૂ ... દિશારૂપી વધૂ.

દિનાવસાન ... સંધ્યાકાળ

દિવાર્ધ... ... ... મધ્યાન્હ.

દિવાભિસારિકા...દિવસે પ્રિયને મળવા જનાર સ્ત્રી.

દ્વિરેફ ... ... ભમરા.

દીર્ઘ. ... ...લાંબુ મોટું.

દીર્ઘિકા ...ઘર પાસેનું તળાવ.

દીન ... ... ... ગરીબ.

દીપકશિખા... દીવાની જોત.

દીપમાળ...દીવાની હાર.રચના.

દીપોત્સવી ... ... દીવાળી.

દુર્દિન ... હેલીના દા'ડા.

દુર્ગા... ... દેવીનું નામ છે.

દેવદારૂ ... ... દેવદારનુ ઝાડ.

દોહદા--બેજીવવાળી, ગર્ભિણી.

દંતપત્ર ... ... ... એરીંગ

ધ.

ધમ્મિલ ... ...કેશ, વાળ.

ધરાધર ... ... પર્વત.

ધરિણિ ... ... પૃથ્વી.

ધવ ... ...વલ્લભ, પ્રિયતમ.

ધવલ ... ... ...ધોળું.

ધ્વનિ ... ...શબ્દ, અવાજ.

ધાવન ... ... ...દોડવું તે.

ધીમત ... ...બુદ્ધિવાળા.

ધૈર્ય ... ... ...ધીરજ.

ધૌત ... ... ...ધોવાયલું.

ન.

નત ... ... ...નમેલું.

નતભ્રૂ ...વાંકી ભમર વાળી.

નતાંગી—સ્તનના ભારથી નમેલા અંગવાળી

નભ ... ... ...આકાશ.

નયનાભિરામ-આંખને ગમે તેવું

નરમણિ ... ... ...રાજા.

નલિની ... ...કમલિની.

નવલ ... ... ...નવું.

નવરસા... ... નવારસવાળી.
નવયૌવના..ખીલતીજુવાનીની.
નવમલ્લિકા... એક જાતનું ફુલ-
ઝાડ
નવતાલી... નવાં તાલી વૃક્ષ.
નવનીતા...નવીપરણીઆણેલી-
નવામ્બુ... ... નવું જળ.
નવિ(વી)ન ... ... નવું.
નવોઢા ... નવી પરણેલી.
નૃપ મંદિર ... રાજમેહેલ.
નૃત્યોપહાર ... નૃત્યરૂપી ભેટ.
નિકટ ... સમીપ. પાસે.
નિકુંજ ... ...ગુફા. કુંજ.
નિકેતન ... ધામ. મંદિર.
નિદાઘ ... ગ્રીષ્મ, ઉનાળો.
નિધુવન... સુરત. રતિક્રીડા.
નિતંબિની...ભારે નિતંબવાળી.
નિતંબગુર્વી...ભારેનિતંબવાળી.
નિપુણાચાર્ય.. કુશળ ઉપદેશક.
નિબિડ ... ... સજડ. ઘાડું.
નિમ્ન ... ... ... ઉંડી.
નિર્ગમે ... ગુજારે. ગાળે.
નિર્વેદ ... ... કંટાળો.
નિવાસાર્હ ... રેહેવા યોગ્ય.
નિવારવે-ટાળવાથી.મટાડવાથી.
નિશા ... ... ... રાત્રી.
નિશામુખ ... સંધ્યાકાળ.
નિશીથ ... મધ્યરાત્રી.
નીપ ... ... વૃક્ષનુ નામ.
નીલ ... ... ... લીલું.
નીવિ ... ચણીયાનું નાડું.
નૂપુર ... ... ઝાંઝરિયાં.
નેત્રોત્સવ... આંખ ઠરે તેવું.
નેત્રહારી...આંખને પ્રિય. દૃષ્ટિ
હરે તેવુ.

પ

પથ ... ... ...માર્ગ. રસ્તો.
પથિક ... ... વટેમાર્ગું.
પદ્મ ... ... ... કમળ.
પદ્મકેસર ... ... કમળતંતુ-
પતત્રિણુ ... પંખેરૂં. પક્ષી.
પત્રલતા ... આડ. પીળ.
પરિવેશ...કુંડાળુ [જળકુંડુ]
પયોદ ... ... ...મેઘ.
પરિમળ ... વાસના,સુગન્ધ.
પરિધાન ... ... વસ્ત્ર.

| | |
|---|---|
| પરાંગનાભોગી ...પરસ્ત્રીલંપટ. | પિહિત ... સજડથૈગયેલું. |
| પયોધર ... ... મેઘ. સ્તન. | પિત ... ... ... પીળું. |
| પરભૃતિકા ... ...કોયલ. | પિક ... ... ... કોયલ. |
| પરિજન ... ... સેવકજન. | પીન ... ... ઘાડુ, સજડ. |
| પરાગ... ... ફુલની ધૂળ. | પીવર ... ... ... ઘાડુ |
| પરાભવ ... હાર, હારવુંતે. | પીડન ... ... ... પીડા. |
| પલ્લવ ... ... પાંદડાં. | પુલિન ... રેતીવાળા પ્રદેશ- |
| પલ્વલ ... ... તળાવ. | પુરોપકણ્ઠ...નગરની પાસેનો ભાગ. |
| પળાય ... ... જાય. | |
| પલ્લવિત ... પલ્લવવાળું. | પુનઃ ... ... ફરીથી. |
| પલાશ ... પાંદડાં, ખાખરો. | પુરજન... નગરનાં સ્ત્રી પુ- રૂષો. |
| પર્વતદેશ...પર્વતપાસેના ભાગ. | |
| પરાગી ... ... પરાગવાળા. | પુરી ... ... ...નગરી. |
| પરિરંભણ...આલિંગન. ભેઠ- વું તે. | પુષ્ટ... ... માંસલ, જાડુ. |
| | પુષ્પવતી ... ફૂલ આવેલી. ઋતુમતી. |
| પાંડુ ... પીળું. ફીકુ. | |
| પાદપ ... ... ... વૃક્ષ. | પુષ્પકાંચી ... ફૂલની મેખલા. |
| પાન્થજન ... વટેમાર્ગુ. | પંચબાણ ... કામદેવ. |
| પાન્થિક ... ... " | પુંજ ... ... ઢગલો. |
| પાંશુ ... ... ધુલ. રજ. | પૃથક્ ... ... ... જૂદું. |
| પિપીલિકા ... ... કીડી. | પ્રખર ... ... સખત. |
| પિયંગુ .. એક જાતની લતા. | પ્રશમન ... ... શાન્તી. |
| પિચ્છ ... ... પીંછાં. | પ્રમદવન ... ... બગીચો. |

પ્રપાત ... ... પડવું તે.
પ્રતિરોધ...અટકાવ, અડચણ.
પ્રદ્યુમ્ન ... ... કામદેવ.
પ્રહાર ... ... ...તાડન.
પ્રજ ... ... પ્રિય ભર્તા.
પ્રણયપ્રલાપ ... પ્રેમરૂદન.
પ્રબોધવું-જગાડવું, ઉત્પન્નકર-
વું.
પ્રવૃત્ત ... લાગેલું. મચેલું.
પ્રણયરાગ ... ... પ્રીતિ
પ્રદોષ ... સાંજ. પ્રભાત.
પ્રલય ... ... નાશ.
પ્રતિકૂલ ... ... ... વિરૂદ્ધ
પ્રવાસી ... ... ...વટેમાર્ગૂ
પ્રમદા ... ... મદમાતીસ્ત્રી
પ્રતિદિન ... ... ... રોજ
પ્રહર ... પો'ર. દિવસનો ¼
પ્રતિઘોષ ... ... પડઘો
પ્રસારી ... ... ... ફેરવી
પ્રસૂન ... ... ... પુષ્પ
પ્રસહ્ય ... ... ... જોરથી
પ્રમાણી ... ... જાણીને
પ્રમોદ ... ... ... હર્ષ

પ્રફુલ્લ ... ... ખીલેલું
પ્રચણ્ડ ... ... ઉગ્ર.
પ્રશાન્ત- શાન્ત,ગરબડવિનાનું
પ્રસક્ત ... મંડેલું.
પ્રસુતા ... જન્મઆપનાર.
પ્રહર્ષ ... ... હરખ
પ્રાચી ... પૂર્વ દિશા.
પ્રાતર્ ... ... સ'વાર
પ્રાત: ... ... સવાર.
પ્રાતર્વેલા ... ... સવાર.
પ્રાત:સમે ... પ્રભાતમાં
પ્રિયતમ ... ... પ્રતિમ.
પ્રિયા ... ... વ્હાલી સ્ત્રી
પ્રેમપ્રમુગ્ધ ... પ્રેમઘેલી
પ્રેમાન્ધ—પ્રેમમાં અંધ થયેલું.
પેશલ ... ... નાજુક.
પ્રોષિતભર્તૃકા... વિયોગિની.

ફ

ફુલિની ... ... વૃક્ષનુંનામ

બ.

બકુલ ... ... બોરસળી.
બગ ... ... ...બગલાં.

બન્ધુક ... પુષ્પનું નામ છે.
બલાહ ... ... ...જળ.
બલાહક ... ... ...મેઘ.
બર્હિ ... ... ...મોર.
બર્હકલાપ ... મોરનાં પીંછાં.
બહુધા ... ...ઘણું કરીને.
બાલલતા ... ... નાનીલતા.
બાલિશ ... . પુષ્પનુ નામ.
બાલગભસ્તિ... ફૂટતાં કિરણ
બિસ. ... ...કમળના તંતુ
બિસતન્તુ ... કમળ ના તંતુ.
બિમ્બ ... ... મંડળ

ભ.

ભવન ... ... ... ઘર.
ભર્તા ... ... ... સ્વામી.
ભ્રમિત ... ... ..ભમેલું.
ભામિની ... ... ...સ્ત્રી.
ભૂ ... ... ... પૃથ્વી.
ભુજગ ... જાર પુરુષ. સર્પ.
ભુજલતા ... હસ્તરૂપીલતા.
ભૂધરરાજ ... ... પર્વત.
ગિરિ... ... ... ,,
ભોગિ ... ભોગ ભોગવનાર.
ભોગદા ... ભોગ આપનાર.
ભૃંગ ... ... ...ભમરો.

મ.

મરુત્ ... ... ...પવન.
મકરકેતન ... ... કામદેવ.
મત્ત ... ... ... ગાંડુ.
મકરંદ... ... ... મધુ
મતંગજ ... ... હાથી.
મદ. ... ... ગર્વ.
મદન ... ... ... કામ.
મદનપીઠ ... કામશયન.
મધુ ... મધ,મદ્ય. વસંત
મધુમાસ ... ચૈત્ર, વસંત.
મધુદૂત ... આમ્ર. આંબો.
મધુપ ...ભમરો, મધપીનાર.
મધુપ્રસુતા ... મધઝરતાં.
મંજુનાદ ... ...મીઠા સ્વર.
મંથન ... ... ...મથન.
મન્મથબોધિ... કામને ઉત્પન્ન કરે તેવું.
મનોજ્ઞ ... સુંદર. મનને ગમે તેવું.
મનોપ્રિયા ... વેલીનું નામ.

મનોગમ્ય ... ... સુંદર.
મયૂર ... ... ... મોર.
મત્સ્ય ... ... માછલાં.
મરાલ ... ... ...હંસ.
મર્દન ... ... ચોળવું તે.
મહીધર ... ... પર્વત.
મહીરૂહ ... ... ... ઝાડ.
મહિમાનિની–ભૂમિ ભામિની.
માલતી.... વર્ષામાં થનાર એ-
ક જાતનું પુષ્પ.
માદ ... ... આવેશ.
માધવ ... વસંત. કૃષ્ણ.
માધવી ... લતાનું નામ.
મીન ... ... માછલું
મિત ... ... નાંખેલું.
મુકુલ ... ... કળિયો.
મુખશ્રી ... મુખ શોભા.
મુર્છાંગત ...મુર્છા પામેલું.
મુક્ત ... મુકાયલું. છુટું.
મુગ્ધા ... ... હલેતી સ્ત્રી
મુક્તા ... ... મોતી.
મુખપ્રભા... મુખની કાન્તિ.
મુદિત ... હરખ પામેલું

મેખલા ... સેર. કંદોરો.
મેઘધ્વનિ ... વરસાદનુંગર્જન
મેદિની ... ... પૃથ્વી.
મેઘાસ્તરણ–મેઘનું ચઢીઆવવું
મોદ ... ... હરખ
મૌક્તિકમંડન... મોતીનાં ઘ-
રેણાં.
મૌન ... ... મુનિવ્રત.
મંદ ... ધીરૂં હળવું.
મંજીર ... નૂપુર. ઝાંઝર.
મૃગેન્દ્ર ... ... સિંહ.
મૃણાલ ... ... કમળ.
મૃદુ ... નરમ, ઢીલું.

## ય.

યથા ... ... જેમ.
યથાવિધિ ... રીત પ્રમાણે.
યથેચ્છિત ... ઇચ્છા પ્રમાણે
યામિની ... ... રાત્રી.
યુગ્મ ... જોડુ જોડકું.
યુવતી ... ... ...સ્ત્રી.

## ર.

રક્ત ... ... રાતું
રજની ... ... રાત્રી.

રજનીગન્ધ ... એક જાતનું પુષ્પ.
રજની અવધ ... પ્રભાત.
રત ... ... રતિક્રીડા.
રતિરાગ ... રતિપ્રીતિ.
રતિપ્રમત્ત ... કામ ઘેલું
રતિરસ ઘેલી ... ,,
રતિવર ... કામ.
રતિકલુષા...રતિથી રીસાયલી.
રતિવિભ્રમ ... અભિનવ.
રથાંગ ... ... ચક્રવાક.
રતોત્સવ ... ... રતિહર્ષ
રદનચ્છદ ... દાંતનાઘા.
રમણ. ... ...વલ્લભ. પ્રિય.
રમણી ... ... વલ્લભા, પ્રિયા.
રવ ... ... શબ્દ, નાદ.
રસપ્રપૂર્ણા — રસ કસવાળી.
રસા ... ... ... પૃથ્વી
રસભર્યા ... લીલાંછમજેવાં
રસાલ ... ... આંબો
રાગ ... રંગ, પ્રીતિ. દ્વેષ.
રાકા ... ... પુર્ણિમા.
રૂચિકર ... ... સુન્દર.
રૂચિર ... ... સુન્દર.
રેણુ ... ... ... રજ.

લ

લય ... ... વિલાસ.
લલિત ... ... સુન્દર.
લક્ષિત ... ... દેખાતું.
લવલી ... ... વૃક્ષનુંનામ.
લાક્ષા ... ... લાખ.
વક્ત્ર ... ... મુખ.
વચનભંગ ...વચન આપેલુ તેનો ભંગ.
વનસ્થલી ... વનપ્રદેશ.
વનપ્રિયા ... કોયલ.
વનશ્રી ... ... વનની શોભા, વનસ્પતિ. લીલોતરી.
વન્યદ્વિપ ... જંગલી હાથી
વધૂ ... ... ...વહુ.
વપુ ... ... ...શરીર.
વલય ... ... કંકણ.
વલ્લી ... ... ... વેલી
વલ્લભા ... ... પ્રિયા.
વરવર્ણી ... સુંદર વર્ણવાળી
વરોરૂ... સુન્દર જંઘાવાળી.

વરિષ્ટ ... વિશાળ. મોટું.
વસુધા ... ... પૃથ્વી.
વસુન્ધરા ... ... ,,
વસુમતિ ... ... ,,
વન્હિવેદિકા ... ... ધૂણી
વહુવર ... ... વહુ.
વહુવારૂ ... ... ,,
વાટિકા ... ... વાડી
વાન્તિ...વમન, બહાર કાઢવું તે.
વારિયંત્ર ... ... ફૂવારા.
વારિજ ... ... કમળ.
વાસવ ... ... વસન્ત.
વારિદ ... ... મેઘ.
વાદ્યવંત... ... વાજાં વાળુ.
વિકલ... ... ... આકળુ
વિકાસ... ... ખીલવું તે.
વિગમતી ... ગળતી.
વિગલિત—ઓગળેલું.બગડેલું
વિચરવું ... જવું. ફરવું.
વિજયા દશમી ... દશરા.
વિધુરી ... ... ગાભરી.
વિપુલ ... ... પુષ્ટ. માંસલ.

વિદ્યુત... ... વિજળી.
વિભક્ત...ભાગેલું. ફાટીગયેલુ.
વિભૂતિ ... સત્વ. શોભા.
વિમુખ ... ... જુદુંપડવું.
વિમળ ... ... ચોખ્ખુ.
વિરમતાં .... વિરામ લેતાં
વિરાજતાં ... ... શોભતાં.
વિરંગી ... વિચિત્ર રંગનું.
વિરલતા ... આછાપણું.
વિલોલ ... હાલતું .ચંચળ.
વિલાસવતી ... વિલાસિની.
વિશદ... ... ... સ્વચ્છ.
વિહગ... ... ... પક્ષિ.
વિષાદ ... ... ખેદ.
વિસ્તીર્ણ – વિશાળ. વિસ્તાર વાળું.
વિશ્લિષ્ટ ... જુદા થવું.
વિજ્ઞાપના ... પ્રાર્થના.
વૈડૂર્ય ... મણિની જાત.
વ્યતીત ... વીતિગયેલું
વ્યાધિ ... ... ... રોગ.
વૃન્દ... ... ... ટોળું.
વૃત્તિ... ... જીવિકા. જીવારો.

| | |
|---|---|
| વૃષિગણુ ... ... મયૂર. | શીર્ષ ... શીર. મસ્તક. |
| વાતપોથ...કિંશુક. ખાખરો. | શૂન્ય ... ... ... સુનું. |
| વારવાણુ ... ચોળી. કમખો | શુભ્ર ... ... ... ધોળુ. |
| શ. | શુભ્રાંશુ... ... ... ચન્દ્ર. |
| શકલ ... ... કકડા. | શુષ્ક.... ... ... સૂકું. |
| શયન ... શય્યા. પથારી. | શુક... ... ... પોપટ. |
| શય્યા ... ... ,, | શેખર ... હાર. માળા. |
| શર્વરી ... ... રાત્રી. | શેફાલિકા ... ફૂલ ઝાડ |
| શરન્નારી ... શરત્ રૂપી સ્ત્રી. | શૈત્ય ... ... ... ટાઢ. |
| શલ્લકી—વૃક્ષનું નામ છે. | શૈલપ્રદેશ ... પહાડીદેશ. |
| શશધર ... ... ચંદ્ર. | શૈત્યવન્ત ... ... ઠંડા. |
| શશિકર ... ... ચંદ્રકિરણ. | શૈશવ ... બાલ્યાવસ્થા. |
| શશાંક બિંબે—ચંદ્રના મંડળ ઉપર. | શ્રોણી ... ... નિતંબ. |
| | શ્રોત્રપ્રિય ... કર્ણપ્રિય. |
| શાલીસાલ ... ડાંગરનો પાક. | શ્રવ્ય સ્વર—કર્ણપ્રિય સ્વર. |
| શાવક-બચ્ચાં ... .બાળ. | શ્વસુરજન ... સાસરિયાં. |
| શિખિ ... ... મોર. | શંબરા શરી ... કામદેવ. |
| શિથિલ ... થાકીગએલું. | શૃણી ... ... ...માળા. |
| શિખંડી ... ... મયૂર. | ષ |
| શિશિર-હંદુ ... રૂતુનુનામ. | ષટ્પદ ... ... ભ્રમર. |
| શીકર. ... ... બીન્દુ. | ષડંઘ્રિ ... ... ,, |
| શીત સમીર ઠંડો પવન. | સ. |
| શીતકાર ... ઠંડી કરતા. | સકીર્ણુ ... કિરણુવાળા |

સતત ... ... હમેશાં.
સદ્ય ... ... જલદી.
સદૈવ ... ... સદા.
સન્ધિબન્ધ ... સાંધા.
સબાષ્પ... આંસુવાળું. આં-
સુ ભરેલું.
સમીરણ ... ... પવન.
સમંતતઃ ... આસપાસ.
સપત્ની ... શોક્ય, એક
ધણીની સ્ત્રીયો.
સમીર ... ... વાયુ.
સમુચ્ચય ... સમૂહ.
સરસરણી... સરોવરની વાટ.
સરસિરુહ્ ... ... કમળ
સરાગ ... ... પ્રેમવાળુ.
સરિતા ... ... નદી
સરોજ ... ... કમળ.
સર્પ ... ... સાપ.
સર્વાંગભાગ... સર્વે અંગના,
ભાગ
સબાષ્પનેત્ર — આંસુ ભરી
આંખ.
સવિતા ... ... સૂર્ય

સલિલવિહાર ... જળક્રીડા.
સશોક ... ... શોકવાળું.
સહર્ષ ... ... હરખથી.
સહકાર ... ... આમ્ર.
સંભવ ... ... જન્મ.
સાગરનન્દિની ... લક્ષ્મી.
સાટિકા ... ... સાડી.
સાનુ ... ... શીખર.
સિંજિત... ઝાંઝરનો ઝમકાર.
સિત ... ... ધોળું.
સિન્ધુ ... ... સમુદ્ર.
બિકર ... ... બિન્દુ.
સીમાન્ત ... સીમના ભાગ.
સિતા ... ધોળી.ચન્દ્રિકા.
સુતનુ... સારાં અંગવાળી.
સુદતી ... સુન્દર દંતવાળી
સુન્દરીસખ ... સ્ત્રી સાથે
વસનાર.
સુભગે ... સારા ભાગ્યવાળી.
સુભ્રૂ... સુન્દર ભ્રમરવાળી.
સુમ ... ... પુષ્પ.
સુમુખી... સુન્દર મુખવાળી.
સૂર્યાંશુ ... સૂર્યનાં કીરણ.

સુરત ... ... રતિક્રીડા

સુરભિ ... સુગન્ધીવાળુ

સેજ ... સય્યા. જરાકવાર. જરાક.

સૈકત ... રેતિવાળા પ્રદેશ

સૌખ્ય ... ... સુખ

સૌગન્ધિવાન્ ... સુગન્ધિવાળુ.

સૌરભ ... ... સુગન્ધ.

સૌદામિની ... વિજળી.

સંગિ–સ્ત્રી સાથે રહેનાર. સંગવાળું

સંચય ... ... જથો

સંઘટ્ટ ... ... ધાડુ.

સંક્રાન્તિ ... ઉતરાયણનોદિન.

સંકેતયોગ્ય– સંકેતકરવાજેવું.

સંભ્રમ ... ... ગભરાટ.

સંધ્યા ... ... સાંજ.

સંભ્રાન્ત ... ભ્રાન્તિપામેલું.

સંક્ષોભ ... ...ગડબડાટ.

સંયુક્ત – જોડાયલું. યુક્ત.

સ્તનાંશુક ... ... કમખો.

સ્તનયુગ ... ... સ્તન.

સ્ત્રીગૃહ ... ... અંતઃપુર.

સ્ફુટરાગ ... ઉઘડતો રંગ.

સ્ફાટિક ... પથ્થરનીજાત.

સ્વસ્તિક ... ...સાથિયો.

સ્વૈરિણી દુરાચારિણીસ્ત્રી.

સ્ત્રીસૈન્યનેતા – સ્ત્રીનાસૈન્યનો નાયક.

સ્મરસખ ... કામનો મિત્ર.

## હ

હરિદિન ... અગારસી.

હરી ...સીંહ, મર્કટ વિષ્ણુ.

હરિત... ... ... લીલું.

હરિયાળી... ...લીલોતરી.

હસ્ત ... ... હાથ.

હિમ ... ... ...બરફ.

હિમાગમ ... શિયાળો.

હંસી ... હંસની માદા.

હેમ ... ... ...સોનું.

## ક્ષ.

ક્ષત ... ... ચિન્હ.

ક્ષપા ... ... રાત્રી.

ક્ષામ...ઓગળતું. કૃશ થતુ.

ક્ષિતિ ... ... પૃથિવી.

ક્ષિતિધર ... ... પર્વત.

ક્ષીણ ... ઓછું, ઘટીગયેલું.

ક્ષીણતા ... — ઘટાડો.

ક્ષીરાર્ણવ ... ક્ષીર સમુદ્ર.

ક્ષુભિત ... ડોળાઇ ગયેલું.

ક્ષુધા ... ... ભુખ.

ક્ષેત્ર ... ... ખેતર.

# શુદ્ધિપત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧ | गरीयासि. | गरीयसी. |
| ૩ | ૧૨ | સર્વ પ્રમોદ. | હર્ષ અપાર. |
| ૫ | ૧૪ | કલમ. | કમલ. |
| ,, | ૧૫ | તાભા...ગણો. | "તાભાજ્જાર" ગણુ છંદ મૃદંગમાં ગણો. |
| ૬ | ૨૩ | कदम्बै. | कदम्बैः |
| ૨૩ | ૨૦ | ૩૮ | ૩૯ |
| ૨૪ | ૧૮ | "સજજ્જ" | "સસજ્જ" |
| ૨૮ | ૫ | પ્રિયાને. | વધૂને. |
| ૩૧ | ૧૦ | પ્રથક્. | પૃથક્. |
| ૩૩ | ૪ | પુંચ્છ. | પુચ્છ. |
| ૩૪ | ૧૭ | "°સલગુ" | "°સલાગુ" |
| ૩૫ | ૧ | હેમન્ત° | શિશિર.° |
| ૪૦ | ૨ | ભરાભવ. | પરાભવ. |
| ૪૨ | ૨૦ | મીત્ર. | મિત્ર. |
| ૪૭ | ,, | દ્રુતવિલંબીત. | દ્રુતવિલંબિત. |
| ૪૯ | ૨૧ | चंद्रापिड. | चंद्रापीड. |
| ૫૧ | ૩ | દિગ્પરાગથી. | દિક્પરાગથી. |
| ૫૩ | ૧૧ | કરિ. | કરી. |
| ૫૭ | ૫ | સુમૌત્તિક. | સુમૌક્તિક. |

ऋतुवर्णनम्.

આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે.

મુંબઈ.........વાગ્ભટ્ટ અને ભારતાર્થ પ્રકાશ ઓ-
ફીસ. ફીરંગીના દેવળ પાસે પંડિ-
ત જેકૃષ્ણજીના માળામાં.

અમદાવાદ.....સ્વદેશવાત્સલ સોસાયટીની ઓફીસ.
સારંગપુર સરખીવાડ.

ગુજરાત ગેઝેટ, કિંમત રૂ. ૧. પોસ્ટેજ શીવાય.

## महावीरचरितम्.

મહાકવિશ્રી ભવભૂતિના રચેલા આ વીરરસ પ્રાધા-ન્ય નાટકનું ભાષાન્તર ગ્રાહક થયે પ્રસિદ્ધ કરવામાં આવ-શે. આ મહાકવિનાં માલતીમાધવ પ્રકરણ અને ઉત્તરરામ ચરિતનાં ભાષાન્તર થયેલાં છે તે ઉપરથીજ આ ત્રીજાની ઉત્કૃષ્ટતાનું અનુમાન સહજ થશે. પુસ્તક બહાર પડ્યા પે-લાં ગ્રાહક થનાર પાસેથી રૂ. ૨) વેલ્યુપેબલથી લેવામાં આવશે.

## ગુજરાતી ઇંગ્રેજી ડીક્ષનેરી.

આજસુધીમાં ઉપરના નામની જેટલી ડીક્ષનેરીઓ પ્રસિદ્ધ થઈ છે તે સર્વેનો આ ડીક્ષનેરી અર્થ સારશે એ-ટલુંજ નહીં પણ ગુજરાતિ ભાષા જાણવા ઈચ્છનારને સં-પૂર્ણ સહાયકારક થઇ પડશે. પુસ્તક આશરે ૧૦૦૦ પાનાં-નું થશે આગળથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૩—૦—૦ લે-વામાં આવશે અને પછીથી ગ્રાહક થનારને રૂ. ૫—૦—૦ પડશે. પોસ્ટેજ તથા વેલ્યુપેએબલ ચાર્જ ગ્રાહકોને શીર છે. ગ્રાહક થનારે પોસ્ટપેઇડ પત્રથી નચે સહી કરનારને લખી જણાવવું.

અમદાવાદ. } H. K. Bhatt.
સારંગપુર સરખીવાડ.

